# ઐતિહાસિક વાર્તામાળા.

## મોગલ વંશ.




સં ૧૯૮૬,

ના. ન. ચોકસી.

# ઐતિહાસિક વાર્તામાળા

## મોગલ વંશ

યોજક

નાજુકલાલ નંદલાલ ચોકસી,
અધ્યાપક, ભરૂચ કેળવણી મંડળ, ભરૂચ.

સંપાદક,

શ્રી ભરૂચ કેળવણી મંડળ, ભરૂચ.



પ્રકાશક

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

---

સંવત ૧૯૮૧ ]       આવૃત્તિ ત્રીજી       [ સને ૧૯૨૫

---

કિંમત ૦-૧૨-૦

પ્રકાશક:
વિઠ્ઠલદાસ મ. કોઠારી
ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ



પુસ્તક સમિતિના ઠરાવ ૧૩ સં. ૧૯૮૦
મુજબ સદરહુ પુસ્તક પ્રગટ કરવામાં આવે છે.

પ્રકાશક

પ્રથમ આવૃત્તિ–૧૦૦૦ સં. ૧૯૭૫
બીજી આવૃત્તિ–૨૦૦૦ સં. ૧૯૭૫
ત્રીજી આવૃત્તિ–૨૦૦૦ સં. ૧૯૮૧

મુદ્રક:
પ્રાણજીવન વિ. પાઠક
આદિત્ય મુદ્રણાલય,
રાયખડ, અમદાવાદ.

# બે બોલ

બાળકોને વાર્તાઓ બહુ પ્રિય હોય છે. વાર્તાદ્વારા અપાતું જ્ઞાન તેઓ ઝટ અને ઉલટભેર ગ્રહણ કરે છે. એ તત્ત્વ ધ્યાનમાં લઇ **શ્રી ભરૂચ કેળવણી મંડળ**ના અભ્યાસક્રમમાં વિનય મંદિરના પ્રથમ ત્રણ ધોરણમાં ગૂજરાત, મેવાડ અને મોગલોના ઇતિહાસનું પ્રાથમિક જ્ઞાન વાર્તાઓ દ્વારા આપવાની યોજના રાખવામા આવેલી છે. અને તે મુજબ સદરહુ મંડળને હસ્તક ચાલતા વિનય મંદિરમાં અમલ પણ થાય છે. એને માટે જરૂરી વાતો ઇતિહાસને આધારે યોજવાની ફરમાસ મને શ્રીમાન ભરૂચ વિનય મંદિરના આચાર્યશ્રી તરફથી થએલી. તે પૈકી ગૂજરાત અને મેવાડના ઐતિહાસિક પ્રસંગો માટે કામચલાઉ પુસ્તકો મળી શકતાં હોવાથી, પ્રથમ મોગલવંશની વાર્તાઓ તૈયાર કરવાનું વાજબી ધાર્યું છે. આના પછી મેવાડ-હિંદુના રજપુત અને ગૂજરાતના ઇતિહાસની વાતો પણ આ જ ધોરણ પર પ્રસિદ્ધ થશે.

આ પુસ્તકમાંની વાતો ઈંગ્રેજી, ગૂજરાતી તથા બંગાળી ભાષાનાં વિવિધ ઇતિહાસનાં પુસ્તકોના આધારે, ખાસ ઐતિહાસિક પુરાવા પર જ, રચવામાં આવેલી છે.

આ પુસ્તકની યોજનાનો મૂળ ઉદ્દેશ જો કે ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને રસ પડે એવી વાતો પૂરી પાડવાનો જ છે, તથાપિ સળંગ ઇતિહાસ શીખનાર ઉપલા ધોરણના વિદ્યાર્થીને પણ તે થોડે ઘણે અંશે ઉપયોગી થઇ પડે એ ભાવનાથી પ્રેરાઇ જુદા જુદા અમલની સઘળી મુખ્ય ઘટનાઓ આવી જાય, તેવી રીતે વાર્તાઓ યોજવા પ્રયત્ન કર્યો છે. એમાંની કેટલીક વાર્તાઓમાં ઇતિહાસના શીખાઉ વિદ્યાર્થીઓને રસ ન પડે એ દેખીતું છે. તેથી એમણે ખાસ

યાદ રાખવા જેવી વાતો પર (*) આવું ચિહ્ન કરેલું છે. તે વાતો ખાસ તૈયાર કરાવી બાકીની વાતો માત્ર ઐતિહાસિક સંકલના જાળવવા ખાતર શિક્ષકે વર્ગમાં વાંચી જવી. એવી વાતોની અંદર પણ રસ પડે એવો કોઇ પ્રસંગ હોય તો તે યાદ કરાવવો.

ઇતિહાસનું શિક્ષણ રાષ્ટ્રીય અભિમાનને જાગ્રત કરી રાષ્ટ્રીય ભાવનાને પોષે તેવું થવું જોઇએ. આ હેતુ, શિક્ષકનું પોતાનું ઇતિહાસનું વાચન જેમ બહોળું હશે, પુસ્તકમાં આપેલી હકીકત વાંચીને ફક્ત બેસી ન રહેતાં તેમાંના પ્રસંગો જેમ છૂટથી પોતે સમજાવશે તથા ઘટે તે ઠેકાણે હાલની સ્થિતિની સરખામણીમા ઉતરશે, તેમ વધારે ફલિભૂત થશે, એમ મારૂં માનવું છે.

વડોદરા.

ના. નં. ચોકસી.

કાર્તિક સુદ ૧૧ સં. ૧૯૭૯.

---

## ત્રીજી આવૃત્તિ

આ ત્રીજી આવૃત્તિમાં કેટલીક નવી વાતો દાખલ કરી, વાતોની પૂરી સો સંખ્યા કરવામાં આવી છે. આ આવૃત્તિમાં દાખલ કરેલાં ચિત્રો પણ આ પુસ્તક માટે ખાસ તૈયાર કરાવવામાં આવ્યાં છે. એમાં કેટલીક મહેનત શ્રી. રવિશંકર રાવળે વિના મૂલ્યે કરી વિદ્યાપીઠને આભારી કરી છે.

ગૂજરાત વિદ્યાપીઠ કાર્યાલય
અમદાવાદ
ફાગણ વદ ૮ સં. ૧૯૮૧

પ્રકાશક

---

# અનુક્રમણિકા

૧૨

# ઐતિહાસિક વાર્તામાળા

## મોગલ વંશ

---

### ( ૧ ) મોગલ વંશની ઉત્પત્તિ

મુસલમાન ઇતિહાસકારોના વર્ણન પ્રમાણે પેગંબર નોહાનો અધિકાર પૃથ્વીના બહોળા ભાગ પર હતો. રાજ્યની સુવ્યવસ્થા માટે તેમણે પોતાનું વિશાળ સામ્રાજ્ય પોતાના ત્રણ પુત્રોને સરખે ભાગે વહેંચી આપ્યું. તે મુજબ તેમના ત્રીજા પુત્ર ઇયાફેસને હાલનું ચીન, તુર્કસ્થાન, અને આકસસ નદીના તીર પ્રાંતનો મુલક મળ્યો આ ઇયાફેસને આઠ પુત્રો હતા. તેમા સૌથી મોટાનું નામ તુર્ક હતું. એના નામ ઉપરથી એના વંશજો તુર્કી અને એમનું રહેઠાણ તુર્કસ્થાન કહેવાયા. તુર્કી જાતિ હજી પણ ઇયાફેસને પોતાના મૂળ પુરૂષ તરીકે માને છે.

તુર્કની પાંચમી પેઢીએ અલિન્જાખા નામનો રાજા થયો. તેને પહેલાં તો કંઇ પુત્ર સંતાન ન હતું. પણ પાછલી વયે દૈવ કૃપાએ તેને બે પુત્રો થયા. તેમનાં નામ તાતારખાં અને મોગલખા હતા. અલિન્જાખાંએ પોતાનું રાજ્ય એ બે પુત્રો વચ્ચે વહેંચી આપ્યું. તેમણે પહેલાં તો એકત્ર વહીવટ ચલાવ્યો. પણ પાછળથી તેઓએ એક-બીજાથી છૂટા પડી સ્વતંત્ર વંશોની સ્થાપના કરી. તેમના વંશજો ઇતિહાસમાં તાતાર અને મોગલ નામે પ્રસિદ્ધ થયા.

ઇ. સ. ના દશમા સૈકા સુધી મોગલ જાતિ અસભ્ય અને જંગલી હતી. શિકારમાં મળતું માંસ અને અનાયાસે મળતાં માછલાં

પર તેઓ પોતાનું ગુજરાન ચલાવતા. તેમજ પાળેલાં તથા જંગલી પશુઓનાં ચામડાં અને રૂંવાટાંથી શરીર અને આબરૂનું રક્ષણ કરતા, ને તંબુઓમાં કે ઘાસપાનનાં ઝુંપડાંઓમા રહેતા. અર્થાત્ કે ત્યાં સુધી મોગલ જાતિ અજ્ઞાન અંધકારમાં છેક જ ઢંકાયલી હતી.

પણ દશમી સદીમાં પશ્ચિમ એશિયાનો ભાગ ખલીફાના સામ્રાજ્યમાં સામેલ થયો, એટલે તે ભાગમા વસતી મોગલ જાતિ આરબ વગેરે સુધરેલી જાતિના સહવાસમાં આવી. તે પછી જ તેમનામાં ધીમે ધીમે સભ્યતા અને જ્ઞાન દાખલ થવા પામ્યાં.

---

## *(૨) 'ચેંગિસખાં' નામ શી રીતે પડયું?

ચેંગિસખાંનું મૂળ નામ તમૂરચિ હતું. એનો જન્મ ઇ. સ. ૧૧૫૫ ના જાનેવારી માસમાં 'દિલોનબુલદાગ'+ નામના નગરમાં થયો હતો. એના બાપનું નામ 'એયાસુક બહાદુર' અને માતાનું નામ 'ઉલોનઆ ઓકા' હતું. તેર વર્ષની નાની ઉંમરે તમૂરચિ પોતાના બાપની પાછળ ગાદીએ બેઠો. એ વખતે મોગલ જાતિ અનેક શાખાઓમાં વહેંચાઇ ગઇ હતી. દરેક શાખાને પોતપોતાનો સ્વતંત્ર નાયક હતો, અને દરેક શાખા વચ્ચે પરસ્પર હાડવેર ચાલતું. તમૂરચિની શાખાનું નામ 'નાયરૂન' હતું. એ શાખાના ઘણા માણસો તમૂરચિની નાની ઉંમરનો લાભ લઇ તેનાથી છૂટા પડયા અને 'તાનજીઉત' નામની શત્રુ શાખાને જઇ મળ્યા. આ શત્રુ શાખા છેવટે એટલી બધી પ્રબળ થઇ પડી કે તમૂરચિને પોતાનું રાજપાટ છોડી દઇ નાસી જવા વારો આવ્યો. શત્રુના હાથમાંથી બચવા સારૂ એક વાર તો તેને કેવળ નસકોરાં બહાર રાખી પોતાનું આખું અંગ તળાવમાં ડુબાડી સંતાઇ રહેવું પડયું હતું. મહા મુશ્કેલીએ શત્રુના હાથ-

---

* આવી ફુલી કરેલી વાર્તાઓ ખાસ યાદ રાખવા જેવી છે.

+ એ નગર રશિયા અને ઉત્તર મંગોલીઆની સરહદ ઉપર ઓનન નદીને કાંઠે હતું.

માંથી છટકી જઇ તમૂરચિ પોતાના કાકા 'આઓયાંગખાં' ના રાજ્યમાં ગયો. ત્યાં તેને સારો આશ્રય મળ્યો, ને તેના ગુણોને લીધે દિવસે દિવસે તેનો ભાગ્યોદય થવા લાગ્યો. આઠ વર્ષની અવધિમાં તો તેની એટલી બધી ચઢતી થવા પામી કે 'આઓયાંગખાં' નો વજીર તથા બીજા લોકો તેની અદેખાઈ કરવા લાગ્યા; એટલું જ નહિ પણ તેના વિનાશ માટે તેમણે અનેક ખટપટ કરી. પરંતુ તમૂરચિ એના કાકાનો એટલો બધો માનીતો થઇ પડ્યો હતો કે પ્રથમ તો તેમનું કાંઇ પણ ચાલ્યું નહિ. પણ આખરે જ્યારે શાહજાદો તે કાવતરામાં સામેલ થયો, ત્યારે રાજાનું મન ફરી ગયું ને તમૂરચિને કેદ કરવાને તે તૈયાર થયો. તમૂરચિને કાને એ વાતનો સણસારો પહોંચતા જ તે પોતાના રસાલા સાથે રાતોરાત છાનોમાનો સટકી ગયો. 'આઓયાગખાં' તેની પૂંઠે પડયો, પણ તમૂરચિને હાથે સજ્જડ હાર ખાઇને તેને નાસી જવું પડયું.

તમૂરચિ ત્યાથી પોતાને સ્વદેશ આવ્યો. તે વખતે તેની ઉંમર ઓગણપચાસ વર્ષની પાકટ થઇ હતી. તેમજ 'આઓયાંગખાં' જેવા જોરાવર રાજાને હરાવીને તે આવેલો હોવાથી તેની કીર્તિ ચોગરદમ ફેલાઇ ગઇ. એટલે તેની પોતાની જાતિના જે લોકો તેનાથી છૂટા પડયા હતા તે, તેમજ બીજી શાખાવાળાઓ પણ તેને ઉમંગભેર આવી મળ્યા. એ રીતે થોડા જ વખતમાં તે એક મહા જોરાવર રાજા થઇ પડ્યો.

ઇ. સ. ૧૨૦૬ માં તમૂરચિએ એક સભા કરી અને તેમાં પોતાના તાબાના સઘળી શાખાના મોગલોને એકઠા કર્યા. તેમાં તમૂરચિએ જાહેર કર્યું કે "હું એક ભવિષ્યવેત્તા છું. ઇશ્વરની મારા ઉપર મહેરબાની છે, અને કોઇ કોઇ વાર દેવદૂતો મને સ્વર્ગમાં લઇ જાય છે." ભોળા અને વિશ્વાસુ મોગલોએ તે વાત સાચી માની અને તમૂરચિ પ્રત્યેનો તેમનો ભક્તિભાવ વધ્યો. તેવામાં વળી 'કુકજુ'

નામના તમૂરચિના એક સંબંધીએ ઉઠીને કહ્યું કે "કાલે રાત્રે મને એક અદ્‌ભુત સ્વપ્ન આવ્યું; તેમાં એક રક્તવર્ણના પુરૂષે ધુસર વર્ણના ઘોડા ઉપર આવીને એમ કહ્યું કે 'એયાસુક બહાદુર'ના પુત્રને 'તમૂરચિ' નામથી કોઇએ પણ ન બોલાવવો. હવે પછી સૌ કોઇએ તેને 'ચેંગિસખાં'× નામથી ઓળખવો. વળી 'ચેંગિસખાં'ને તું કહેજે કે સર્વશક્તિમાન ઇશ્વરે તેને તથા તેના વંશજોને પૃથ્વીનો મોટો ભાગ સમર્પણ કર્યો છે"

સ્વપ્નની વાત પુરી થતા જ સભામાંના લોકોએ 'ચેંગિસખાં' નામની ત્રણ વાર જય બોલાવી. એ રીતે તમૂરચિ 'ચેંગિસખાં' નામે પ્રસિદ્ધ થયો. ઇતિહાસમાં પણ તે તે જ નામે ઓળખાય છે.

---

## ( ૩ ) 'ચેંગિસખાં'નું ચરિત્ર

ચેંગિસખાના જીવન વૃત્તાન્તનો સંપૂર્ણ અભ્યાસ કરતાં જણાય છે કે તેના જેવી અસાધારણ વ્યક્તિ ભૂતળ પર ક્વચિત જ પેદા થાય છે. એનું જીવન ઉત્સાહ અને ઉદ્યોગનું એક અતિ ઉજ્વલ દષ્ટાંત છે. તેની જીંદગીનો પ્રથમ ભાગ કેવળ સંકટમય હતો. તેને માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં હતાં એમ ઉહીએ તો ચાલે. છતાં સાહસ અને પરાક્રમથી તે સઘળાં જ સંકટોને તરી જઇ ઉન્નતિની ટોચે પહોંચ્યો હતો. તે ગાદીએ બેઠો ત્યારે તેની ઉમર તેર વર્ષની હતી. એટલી નાની ઉંમરમા પણ પોતાની હુંશિયારી અને બહાદુરીથી તેણે પોતાના શત્રુઓને ફાવવા દીધા નહોતા. આખરે શત્રુઓનું જોર વધતાં ત્રીસ વર્ષની ઉમરે તેને રાજ્ય છોડી નાસી જવું પડયું હતું. છતાં પોતાની અડગ હિંમત, અખૂટ ઉત્સાહ, અને અથાક ઉદ્યોગથી તેણે પોતાનું ખોએલું રાજ્ય પાછું મેળવ્યું, એટલું જ નહિ પણ પોતાના વંશજો માટે એક મહાન સામ્રાજ્ય સ્થાપવા પણ તે શક્તિ-

---

× 'ચેંગિસખાં' નો અર્થ સમ્રાટ અથવા બાદશાહ.

માન થયો હતો. કાથે, ખોતાન, ખારીજમ ( અર્વાચીન ખીવા ), ચીન, સાઇબેરીઆ, બલ્ગેરીઆ, આસ ( ક્રીમીઆ અગર તેની આસ પાસનો મુલક ), રૂશિયા, બલ્ખ, ઇરાન, તુરાન, ખોરાસાન, વગેરે રાજ્યો તેણે જીતી લીધાં હતાં.

ચેંગિસખાં તેના વખતનો એક અપ્રતિમ યોધ્ધો હતો. તેની શૂરવીરતા અને પરાક્રમ અસાધારણ હતાં. તથાપિ ઇતિહાસમાં તેનું નામ ઘોર અત્યાચારી તરીકે નોંધાયું છે. યુદ્ધમાં જીતાયલા દેશનાં એના હાથમાં સપડાતાં મનુષ્યોની–સ્ત્રી બાળક અને વૃદ્ધની સુદ્ધાં–તે કતલ કરી નાંખતો. મનુષ્ય જીવનની તેને બીલકુલ કિંમત નહોતી. નજીવા કારણસર તે અસંખ્ય મનુષ્યોનો સંહાર કરાવી નાંખતો. તેની એવી અમાનુષી નિષ્ઠુરતાથી તેના પોતાના રાજ્યના તેમજ પર-રાજ્યના લોકો તેના નામ માત્રથી થરથર કાંપતા.

ચેંગિસખાંના સમય સુધી મોગલોએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો નહોતો, તેમજ તેમનાં સભ્યતા અને ધર્મજ્ઞાન પણ નહિ જેવાં જ હતાં. તેથી જીતેલા દેશોમાં ધર્મ કે જ્ઞાનનો પ્રચાર કરવા જેવું તો તેમને કશું હતું જ નહિ. એટલે તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં સઘળું ખેદાન મેદાન કરી અમાનુષી હત્યાકાંડ કરવામાં જ પોતાની શક્તિ વાપરતા. ચેંગિસખાંમાં દેખાતી ક્રૂરતાનું કારણ પણ તે જ છે. જીતેલો દેશ છોડી જતાં પહેલાં 'ચેંગિસખાં' પોતાની ક્રૂરતાના ભોગ થઇ પડેલાં મનુષ્યોનાં મુડદાંને એક પર એક એમ મિનારાના ઘાટમાં સીંચાવતો. એવી જાતના વિજયસ્તંભો પોતાની પાછળ મેલી જવામાં ચેંગિસખાંને અમાનુષી આનંદ થતો !

તેનું મૃત્યુ ઇ. સ. ૧૨૨૭ માં બોતેર વર્ષની ઉંમરે થયું. આખર લગી તે લડાઇમાં ગુંથાએલો ને ગુંથાએલો જ રહ્યો હતો. તેનો બાંધો લાંબો, ચોડો અને અત્યંત બળવાન હતો.

---

# * ( ૪ ) ચેંગિસખાંની હિંદ પરની ચઢાઇ કેમ બંધ રહી ?

ખ્વારીજમ સામ્રાજ્યનો સંપૂર્ણ વિનાશ કરીને ચેંગિસખાંએ હિંદુસ્થાન જીતવાનો સંકલ્પ કર્યો. તેનો વિચાર લક્ષ્મણાવતી અને કામરૂપ ( બંગાલ અને આસામ ) ને માર્ગે ચીન તરફ જવાનો હતો. એ ઉદ્દેશથી તે ઠેઠ સિંધુ નદીના કાંઠા સુધી આવ્યો હતો. પણ તેની નીચેની વ્હેમી માન્યતાને લીધે તે આગળ ન વધતા ત્યાંથી જ પાછો ફર્યો હતો.

કોઇ પણ મહાન કાર્ય કરતાં પહેલાં ચેંગિસખાં ઇશ્વરી સંકેતની અપેક્ષા રાખતો હતો. તે મુજબ આ પ્રસંગે પણ સિંધુ નદી પર પડાવ નાખીને ઇશ્વરી ફરમાનની તે રાહ જોવા લાગ્યો. ઘણો સમય એમને એમ પડી રહ્યો, છતાં હિંદુસ્તાનની ચઢાઇમાં એને ફત્તેહ મળશે એવું ઇશ્વરી સમ્મતિસૂચક કોઇ પણ ચિન્હ તેના જોવામાં આવ્યું નહિ. અને તેથી જ તે પોતાનો વિચાર અમલમાં મેલતાં અચકયો. હજી પણ વધારે વખત સુધી તે હિંદની સરહદ પર ઇશ્વરી સંકેતની રાહ જોતો પડી રહ્યો હોત. પરંતુ એટલામાં તેના પોતાના તેમજ ચીન વગેરે પાડોશનાં રાજ્યોમાં બખેડા થયાના સમાચાર આવવાથી તે તાબડતોબ તિબેટને માર્ગે સ્વદેશ તરફ પાછો ફર્યો. એ રીતે તેના વ્હેમીપણાને લીધે જ હિંદુસ્થાન ચેંગિસખાંના જાલીમ ઝપાટામાંથી બચી ગયું, ઇ. સ. ૧૨૨૭. દિલ્હીમાં તે વખતે ગુલામવંશના અલ્તમશ પાદશાહનો અમલ હતો.

સ્વદેશ જતાં રસ્તામાંજ તે એકાએક માંદો પડયો ને મરણ પામ્યો. એટલે હિંદુસ્થાન તેમ જ જગતનાં બીજાં રાજ્યો તેના ભવિષ્યના ત્રાસમાંથી પણ છૂટયાં.

---

# (૫) તૈમૂર લંગ

ચેંગિસખાં પછી સો એક વર્ષે તૈમૂર થયો. એ સો વર્ષમાં ચેંગિસખાંનું વિશાળ સામ્રાજ્ય સેંકડો નાનાં રાજ્યોમાં વહેંચાઇ જઇ મોગલ શક્તિ છિન્નભિન્ન થઇ ગઇ હતી. એવે પ્રસંગે તૈમૂર જેવા પ્રચંડ પરાક્રમી પુરૂષનો જન્મ થયો ન હોત, તો કદાચ મોગલોનું નામ નિશાન પણ નાબુદ થઇ ગયું હોત.

તૈમૂરના પૂર્વજો મોગલ વંશના હતા, તથાપિ તેમનું કુટુંબ પરાપૂર્વથી મંત્રીપદ ભોગવતું આવ્યું હતું. તૈમૂરના બાપનું નામ અમીર તરાઘઈ હતું. તે ઘણો ધર્મિષ્ઠ હતો અને સાધુસંગમાં પોતાનો સઘળો સમય ગાળતો.

તૈમૂરનો જન્મ ઇ. સ. ૧૩૩૬ માં 'કેશ' શહેરમાં થયો હતો. તૈમૂર પગે લંગડો હોવાથી ઇતિહાસમાં તે 'તૈમૂરલંગ' કહેવાયો. તેનો બાંધો સશક્ત અને દૃઢ હતો. ખોરાકમાં તે ઘણો જ નિયમિત હોઇ વ્યાયામનો અત્યન્ત શોખીન હતો. તેથી તેનું આરોગ્ય ઘણું ઉત્તમ પ્રકારનું હતું. જીંદગીભરમાં તે એકેવાર માંદો પડયો નહોતો. તૈમૂર તેના સમયનો અદ્વિતીય યોદ્ધો હતો. આખી પૃથ્વીનો દિગ્વિજય કરવાની તેને મહત્વાકાંક્ષા હતી, અને તે તેણે પોતાના અજેય સૈન્ય વડે ઘણે ભાગે પાર પણ પાડી હતી. યુદ્ધ કરવામાં તેને અપાર આનંદ થતો. તેથી તે એક દેશ જીત્યો ના જીત્યો કે લાગલો બીજા દેશ પર ચઢાઇ કરતો. જીતાએલા દેશમાં કાયમની રાજ્યવ્યવસ્થા સ્થાપન કરવા તે ખોટી થતો નહિ. તેથી કરી તેણે અનેક દેશો જીત્યા છતાં તે બધાયનો સમાવેશ તેના સામ્રાજ્યમાં લાંબા વખત માટે થયો નહોતો. એની આખી જીંદગીમાં તેણે માત્ર બે મહિના જ શાન્ત સુખ ભોગવ્યું હતું. ઇરાન, તુરાન, ચીન, કાશ્ગર, તુર્કસ્થાન, હિંદ વગેરે એશિયાનાં તમામ રાજ્યો

તેણે જીતી લીધાં હતાં. આસ્ત્રાકાન, ખારીજમ, બગદાદ, દમાસ્કસ, ઇસ્પહાન, એલેપ્પો, ને દિલ્હી જેવા પ્રાચીન અને સમૃદ્ધિશાળી શહેરો તેણે બાળીને ભસ્મ કર્યાં હતાં. ઓટોમન સામ્રાજ્યને તેણે ધૂળમાં મેળવ્યું હતું. અને મિસરના સુલતાને તેની આધીનતા સ્વીકારી હતી. એશિયાના દિગ્વિજય પછી યૂરોપ જીતવાની પણ તેણે તૈયારી કરી હતી. તેના નામથી યૂરોપનાં રાજ્યો એટલાં થરથરતાં કે યૂરોપ જીતવાની તેને તૈયારી કરતો સાંભળી તુરતજ જુદા જુદા રાજાઓએ કિંમતી નજરાણાં સાથે પોતપોતાના દૂતો તેની પાસે મોકલી આપી તેના મનનું સમાધાન કર્યું.

યુદ્ધભૂમિમાં તેમજ શત્રુઓ પ્રત્યે તૈમૂર, ચેંગિસખાંના જેવો જ ક્રૂર હતો. લૂંટફાટ, બાળપોળ અને મનુષ્યહત્યા કરવામાં પણ તે કાંઇ ઓછો ન હતો. તથાપિ ચેંગિસખાં કરતાં તે વધારે સંસ્કારી હતો. ઇસ્લામનો તે ચુસ્ત ભક્ત હતો. સભાસ્થાનમાં તે ગંભીર અને વિનયી હતો, તેમજ સામાને અસર કરે તેવું સારી રીતે બોલી શકતો. વિજ્ઞાન અને ઇતિહાસના પંડિતો સાથે વાર્તાલાપ કરવામાં તેને અનહદ રસ પડતો. તે પોતે વિદ્વાન હતો અને વિદ્યાને સારો આશ્રય આપતો. સમરકંદમાં એણે અનેક વિદ્યાલયો તથા પુસ્તકાલયો સ્થાપ્યાં હતાં અને તેમના નિભાવ પાછળ તે પુષ્કળ પૈસો ખરચતો. સામાજિક ગુણોનો પણ તેનામાં અભાવ નહોતો. પોતાના ભાઇબાંધુ અને મિત્રોને તે ચહાતો, એટલું જ નહિ પણ પ્રસંગે શત્રુઓ પ્રત્યે પણ તે ક્ષમા દાખવતો. રાજ્યકર્તા તરીકે તૈમૂર આપખુદ હતો. જે કાર્ય કરવાનો તેણે એક વાર સંકલ્પ કર્યો હોય તેમાંથી ભલભલો મંત્રી પણ તેને ડગાવી શકતો નહિ. તૈમૂરની કારકિર્દીની શરૂઆતમાં એશિયાનાં ઘણાં રાજ્યોમાં અંધેર ચાલતું હતું, પણ તૈમૂરના હાથમાં રાજ્યસત્તા આવતાં જ સઘળે શાંતિ છવાઇ ગઇ હતી. તેના મુલકમાં એક નાનું બાળક પણ સોનાની થેલી સાથે એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં સુખે

મુસાફરી કરી શકતું. એ પરથી કહેવું પડે છે કે તૈમૂર રાજ કરવામાં પણ કુશળ હતો; છતાં એ શાંતિનું કારણ લોકોની પ્રીતિ કરતાં ભય વધારે હતું.

તૈમૂરનું મરણ ઇ. સ. ૧૪૦૬ માં ૭૦ વર્ષની ઉંમરે થયું. તેના પછી તેનું વિશાળ સામ્રાજ્ય તેના ચાર પુત્રો વચ્ચે વ્હેંચાઇ ગયું.

---

## ( ૬ ) તૈમૂરને રાજ્યસત્તા શી રીતે પ્રાપ્ત થઇ ?

ઘોડેસ્વારી, યુદ્ધવિદ્યા, વગેરેમાં પ્રવીણ થઇ તૈમૂરે અરાઢમા વર્ષમાં પ્રવેશ કર્યો, તે વખતે સમરકંદ રાજ્યની સ્થિતિ અંદર અંદરની ખટપટને લીધે ઘણી જ નબળી થઇ ગઇ હતી. ચગીતાઇ વંશનો તરમાસિરિનખાં નામનો એક નિર્બળ રાજા ગાદી પર હતો. તેનામાં રાજ્ય ચલાવવાની આવડત તેમજ શક્તિ ન હોવાથી અમીર ઉમરાવો સ્વચ્છંદે વર્તવા લાગ્યા હતા, અને જેને જેમ ફાવે તેમ વગર હરકતે કરતા. થોડા વખતમાં રાજા કે રાજ્યની પણ તેમને દરકાર રહી નહિ. એવી સ્થિતિ જોઇને કાશગરનો ખાન જબરૂં લશ્કર લઇને સમરકંદ પર ચઢી આવ્યો. બાપની આજ્ઞાથી એકવીસ વર્ષનો તૈમૂર શત્રુ સામે લડવાને તૈયાર થયો. પરંતુ લોકો શત્રુથી એટલા બધા બ્હી ગયા હતા કે તૈમૂરની સાથે લડવા જવાને કોઇ પણ તૈયાર થયું નહિ. તેથી નિરુપાય થઇને તૈમૂરને પચાસ સ્વારો સાથે નાસી જવું પડયું. શત્રુના હજાર સ્વારો તેની પૂંઠે પડયા, પણ તૈમૂરે પોતાના પચાસ સ્વારો વડે તેમને અદ્દભુત શૌર્યથી મારી હઠાવ્યા. તૈમૂરના પચાસ સ્વારોમાંથી સાત જણ માત્ર બચવા પામ્યા. તેમની સાથે તે વેરાન ભૂમિમાં આમ તેમ નાસ ભાગ કરવા લાગ્યો,પણ આખરે તે શત્રુના હાથમાં બંદીવાન થયો. શત્રુએ તેને સખત જાપ્તા સાથે અંધારા ભોંયરામાં પૂર્યો હતો. પણ પાંત્રીસ દિવસની કેદ પછી તૈમૂર અસાધારણ ચાલાકી અને સાહસ વાપરી ત્યાંથી

છટકી ગયો, ને પ્રચંડ પ્રવાહવાળી આકસસ નદીને તરી જઇ ભીખારીને વેશે, કેટલાક માસ સંતાઇ રહ્યો. તે દરમિયાન તેની અપૂર્વ વીરતા અને સાહસની કીર્તિ તેના દેશવાસીઓના સાંભળવામાં આવતાં તેમનો આદરભાવ તેના પ્રત્યે વધ્યો, એટલે તૈમૂર પોતાના દેશમાં આવ્યો. લોકોએ તેને હર્ષથી વધાવી લીધો અને અમીર ઉમરાવો તેના ઝુંડા નીચે એકત્ર થયા. થોડા જ વખતમાં તેનું સૈન્ય ઉત્તમ યોદ્ધાઓથી ભરાઇ ગયું. તેની મદદથી તૈમૂરે શત્રુ સામે લઢાઈ જાહેર કરી, ને થોડા જ દિવસમાં દુશ્મનોને દેશમાંથી હાંકી કાઢ્યા. પચીસ વર્ષની ઉંમરે તૈમૂર સ્વદેશના ઉદ્ધારકર્તા તરીકે પૂજાવા લાગ્યો અને તેના વીરોચિત ( વીરને છાજે તેવા ) ગુણોને લીધે તે સમસ્ત મોગલ સમાજનો પ્રીતિપાત્ર થઇ પડ્યો. એટલે સ્વાભાવિક રીતે જ રાજ્યનાં સૂત્રો તેના હાથમાં આવ્યાં. તેની સત્તાના જે થોડાક વિરોધીઓ હતા તેમને સામ, દામ ને દંડથી વશ કરી ચોત્રીસ વર્ષની વયે તે રાજ્યનો ખરેખરો કર્તા હર્તા થઇ પડ્યો. તથાપિ તેણે પોતાને કદાપિ રાજા કહેવડાવ્યો નથી. ચગીતાઇ રાજવંશના 'સાયેરઘાટમિસખાં' નામના પુરૂષને તખ્ત ઉપર બેસાડી તેના નામથી તે સર્વ રાજ્યસત્તા ચલાવતો હતો. રાજા માત્ર નામનો જ હતો. તેના હાથમાં કંઇ પણ સત્તા રહેવા દીધી નહોતી. આથી મોગલોમાં તે સ્વામીદ્રોહી લેખાયો.

તૈમૂરે પોતાના જ પ્રચંડ બાહુબળથી દિગ્વિજય કરી મોટું સામ્રાજ્ય ઉભું કર્યું હતું. તેમ છતાં તે પોતાને તો છેવટ લગી પ્રધાન મંત્રી તરીકે જ ઓળખાવતો. તૈમૂરનો દરજ્જો આપણે અહીં થઈ ગયેલા મરાઠી રાજ્યના પેશ્વા જેવો હતો એમ કહીએ તો ચાલે.

# *( ૭ ) તૈમૂરની હિંદ પરની સ્વારી
# ને
# દિલ્હીની ભયંકર કતલ

તૈમૂર એક ધર્માંધ મુસલમાન હતો. મૂર્તિપૂજકોને મારીને મુસલમાન કરવાથી અગર તો તેમનો સમૂળગો નાશ કરવાથી પુણ્ય સંચય થાય છે, એવી તેની માન્યતા હતી. તેથી યુદ્ધમાં પરધર્મીઓનો નાશ કરી 'ગાઝી' નો ઇલ્કાબ મેળવવાનો તેણે સંકલ્પ કર્યો. એ વખતે મૂર્તિપૂજક દેશોમાં ચીન અને હિંદ મુખ્ય હતા. તેમા હિંદુસ્તાનની અઢળક લક્ષ્મીથી લોભાઇને પ્રથમ તેણે હિંદ પર આવવાનું નક્કી કર્યું. તે મુજબ અસંખ્ય લશ્કર એકઠું કરી ઇ. સ. ૧૩૮૮ ના માર્ચ મહિનામાં ત્રેસઠ વર્ષની ઉમરે તે હિંદ આવવા નીકળ્યો. રસ્તે આવતાં કાટૌર જાતિના વિધર્મી લોકોનો નાશ કરી સપ્ટેમ્બર માસમાં અટક આગળ સિંધુ નદી ઓળંગી તે ભરતખંડમાં પેઠો.

એ વખતે દિલ્હીની ગાદીએ તઘલખ વંશનો છેલ્લો રાજા મહમદશાહ હતો. તેની રાજસત્તા, કુસંપ અને ખટપટને લીધે છેક નબળી પડી ગઇ હતી. સઘળું બળ એકઠું કરી મોગલોની ગતિને રોકવા જેટલી મહમદનામાં તાકાત નહોતી. તેથી મોગલ દળ રેલના પાણીની માફક આગળ ધસવા માંડયું. રસ્તે આવતાં નગરો અને ગામો સ્વછંદે લૂંટતો અને બાળતો તથા અસંખ્ય લોકોને કેદ પકડતો તૈમૂર દિલ્હી તરફ ધસ્યો. તે જે રસ્તે થઇને આવ્યો, તેની આજુબાજુનો મુલક ઉજ્જડ અને સ્મશાન જેવો બની ગયો. લોકો મોગલોના અત્યાચારથી હાહાકાર કરવા લાગ્યા. પણ દિલ્હી આવતાં લગી તેમની ગતિને રોકનાર કોઇ જ ન નીકળ્યું. છેક દિલ્હીની લગભગ આવી તૈમૂરે છાવણી નાંખી, ત્યારે દિલ્હીના લોકોએ પોતાના બચાવ માટે લડવાની તૈયારી કરી.

દુશ્મન લડવા આવે છે એ વાતની ખબર પડતાં જ તૈમૂરે સઘળા કેદીઓનો ઘાતકીપણે નાશ કરાવ્યો. દિલ્હી આવતાં લગીમાં એક લાખ સ્ત્રી પુરૂષોને તેણે કેદ પકડયાં હતાં. લડાઇ વખતે કદાચને તે કદીઓ મોગલ દળને આફતમાં નાંખે એવી બીકથી તે બધાંય સ્ત્રી પુરૂષોનો તેણે નિર્દય રીતે વધ્ર કરાવી નાંખ્યો.

૧૭ મી ડીસેમ્બરે મહમદશાહ બાર હજાર ઘોડેસ્વાર, ચાળીસ હજાર પાયદળ, ને સો સવાસો રણકુશળ હાથીઓનું લશ્કર લઈ રણભૂમિમાં આવી ઉભો રહ્યો. મોગલોએ અનેક લઢાઇઓ લઢીને જય મેળવ્યો હતો. છતાં હાથીના લશ્કરને પોતાની સામે ઉભું રહેલું તેમણે એ પહેલાં કદી જોયું નહોતું. તેથી આ વખતે હાથીના સૈન્યને જોઇને તેઓ ભયભીત બની ગયા, ને લડવાની ના પાડી. તૈમૂરે યુક્તિ અને ધાકથી તેમને સમજાવ્યા અને અધવચ્ચે નાસતા અટકાવવા સારૂ લશ્કરની ત્રણ બાજુએ તોપોને ચામડાનાં દોરડાંથી બાંધી કિલ્લા જેવું બનાવ્યું. તે પછી તૈમૂરે જોસબંધ ધસારો કર્યો. ખૂનખાર લઢાઈ થઇ તેમાં અંતે તૈમૂરને વિજય મળ્યો. મહમદશાહ પ્રાણ ભયથી ગૂજરાત તરફ નાસી ગયો.

પછી વિજયી તૈમૂર દિલ્હીમાં પેઠો અને મોટા દબદબા સાથે રાજસિંહાસન પર ચઢી 'હિંદુસ્થાનના સમ્રાટ' તરીકે જાહેર થયો. અમીર ઉમરાવો તેમજ પ્રજાના મહાજનોએ કિંમતી નજરાણાં ધર્યાં અને મસ્જીદોમાં તેના નામના ખોતબા પઢાયા.

એ પ્રમાણે સાત દિવસ સલાહશાંતિમાં પસાર થયા પછી એકાએક દિલ્હીના ચૌટાં અને શેરીઓમાં ભયંકર આગ અને કતલે દેખાવ દીધો. કહે છે કે દિલ્હી બહાર છાવણીમાં રહેતું મોગલ લશ્કર+ લૂંટફાટની લાલચ રોકી શકયું નહિ તેથી, અને કેટલાકના

+ દિલ્હીમાં પેસતી વખતે તૈમૂર માત્ર પંદર હજાર મોગલોને જ પોતાની સાથે બંદોબસ્તને માટે લઈ ગયો હતો.

મત પ્રમાણે શહેરના કેટલાક લોકો ઘેરઘેરથી ખંડણી ઉઘરાવનાર મોગલ અધિકારીઓની સામે થયાથી રમખાણ થયું. તેમાંથી, આવો પ્રકાર બનવા પામ્યો. ખરૂં કારણ ગમે તે હોય, પણ મોગલોએ લગભગ પાંચ દિવસ લગી ભયંકર લૂંટફાટ, આગ અને ખુનામરકી ચલાવી હાહાકાર વર્તાવ્યો. રાજમાર્ગો મડદાંઓના ઢગલાથી રૂંધાઇ ગયા, ને દિલ્હીનો દેખાવ સ્મશાન જેવો થઇ ગયો.

દિલ્હીનો દાટ વાળી તૈમૂર મિરત ગયો. મિરતના પણ એવા જ હાલહવાલ કરી, તથા જમના નદીનો તીર પ્રદેશ જીતવાનું કામ એક ઉમરાવને સોંપીને તે ઉત્તર ભણી પાછો વળ્યો. રસ્તે અત્યાચાર તો ચાલુ જ હતો. પણ આ વખતે લોકો તેની સામે થવા લાગ્યા હતા. હરદ્વારના હિંદુઓએ તો તેને ખૂબ હંફાવ્યો. હરદ્વારથી તે શિવાલિકના પહાડી પ્રદેશમાં ઉતર્યો અને નગરકોટ, જંબુનગર વગેરેનો નાશ કરી કાશ્મીરમાં પેઠો. પણ કાશ્મીરના રાજાએ પોતાના દૂત સાથે ભારે કિંમતનું નજરાણું મોકલી આપી તેને રાજી કરવાથી કાશ્મીર તેના ઉપદ્રવમાથી બચી ગયું. કાશ્મીરમાંથી તૈમૂર વિજયપતાકા ઉરાડતો પાછો ફર્યો. જતી વખતે તૈમૂર પંજાબમા ખીજરખાં નામનો સુબો મૂકી ગયો.

---

# * (૮) ઓમર શેખ મિરઝાં

તૈમૂરની પાંચમી પેઢીએ ઓમર શેખ થયો. ભરતખંડમાં મોગલ સામ્રાજ્યની જડ નાંખનાર ઇતિહાસપ્રસિદ્ધ બાબરશાહનો એ બાપ થાય. એ ઘણો ધર્મિષ્ઠ અને ન્યાયપરાયણ હતો.

કહે છે કે એક વાર ચીનના એક વેપારીનું માલનું ગાડું તેની રાજધાની ફાર્ગનમાં આવી ચઢ્યું. ગાડાના રખેવાળોમાંના ઘણાખરા રસ્તામાં અતિશય બરફ પડવાથી માર્યા ગયા હતા, કેવળ બે જ જણુ જીવતા રહ્યા હતા. એ વખતે ઓમરને પૈસાની ઘણી ભીડ હતી, અને તેવામાં અનાયાસે આ કિંમતી માલથી ભરેલું ગાડું તેની હકુમતમાં આવી પહોંચ્યું હતું. ધાર્યું હોત તો સ્હેજે તે તેનો કબજો મેળવી શકત. પણ નહિ, પૈસાની ગમે તેટલી તંગી હોવા છતાં તે તેની એક સળી સરખીને અડકયો નહિ. એટલું જ નહિ, પણ ચીન દેશમાંથી તેના હકદાર માલીકને તેડાવી મંગાવી તેમને તે ગાડું તેણે સોંપી દીધું!

તે વખતના મોગલો ઝાઝા નીતિમાન નહોતા. બળાત્કારથી કોઇની ચીજ લઇ લેવી તથા લૂંટફાટથી દ્રવ્યની લાલચ તૃપ્ત કરવી એ તેમને મન સ્વાભાવિક હતું. તે છતાં ખરી નાણાં ભીડને પ્રસંગે પણ આવી અનાયાસે પ્રાપ્ત થતી પરાઇ મિલ્કતને જતી કરી ઓમર શેખે નીતિબળ અને ન્યાયપરાયણતાનો ઉત્તમ દાખલો ઇતિહાસને પૂરો પાડયો છે. બાબરે પોતાના જીવનવૃત્તાંતમાં આ સ્તુતિપાત્ર ઘટનાનો ઉલ્લેખ કરેલો છે.

આવા નીતિમાન અને દયાળુ પુરૂષને ત્યાં જન્મેલો ભારતનો ભાવિ સમ્રાટ પણ દયાળુ અને ન્યાયી હોય તેમાં શી નવાઇ!



## * ( ૯ ) ઇસાન દોલત બેગમ

એ બાઇ બાબરની નાની+ હતી. બાબરે પોતાના જીવનવૃત્તાંતમાં એક ઠેકાણે લખ્યું છે કે એ બાઇની ઉંડી પહોંચ અને બુદ્ધિ જોઇ લોકો અજાયબ થતા. તેની જ સલાહ અને સૂચનાથી બાબરનાં અનેક કાર્યોની શરૂઆત થઇ હતી. તે જેવી ડાહી ને ચતુર હતી તેવી જ બહાદુર હતી.

એક વાર તે પોતાના સ્વામીની સંગાતે જમાલખાં નામના વિજયી શત્રુના હાથમાં કેદ પકડાઇ. જમાલખાએ તેનો સ્વામી જીવતો હોવા છતાં માત્ર અપમાન કરવાના જ હેતુથી તે બાઇને પોતાના એક મંત્રીને અર્પણ કરી દીધી. ઇસાન બેગમ તે અપમાન તુરત તો મુંગે મોઢે ગળી ગઇ, અને નૂતન સ્વામીનો આદરપૂર્વક સ્વીકાર કરતી હોય એમ દેખાડયું, પરંતુ તે દુર્ભાગી મંત્રી તેના શયનગૃહમાં પેઠો કે તરતજ તે સાધ્વી સ્ત્રીએ સઘળાં બારી બારણા બંધ કરી દઇ દાસીઓની સહાયથી તેને સ્વધામ પહોંચતો કર્યો, ને મડદું લઇ રાજ્યમાર્ગ ઉપર ફેંકયું. રાજાના માણસોએ ખૂનની તપાસ કરવા માંડી, ત્યારે તે વીર રમણીએ ગૌરવતાભર્યો જવાબ આપ્યો કે "હું જુન્નિસખાંની બેગમ છું. શેખ જમાલે શાસ્ત્ર વિરૂદ્ધ વર્તન કરી મને બીજાના હાથમાં અર્પણ કરી તેથી મારા શિયળના રક્ષણ માટે મેં તે પુરૂષની હત્યા કરી. શેખની ઇચ્છા હોય તો ભલે મારો નાશ કરે."

ઇસાન બેગમનું વર્તન તેજસ્વી વીર રમણીને યોગ્ય હતું. જમાલખાંએ પણ તેના સતીધર્મથી પ્રસન્ન થઇ માનપૂર્વક તેને તેના ધણી કને મોકલી દીધી. બેગમે પણ એક વર્ષ લગી કારાગૃહનું દુઃખ આનંદપૂર્વક સહ્યું.

ઇસાન બેગમના આ દૃષ્ટાંત પરથી જણાય છે કે તે વખતની મોગલ સ્ત્રીઓ શૂરી અને નીતિમાન હતી. બાબરની બાલ્યાવસ્થામાં એ બહાદુર ઇસાનબેગમ જ તેનો મુખ્ય આધાર હતી.

---

+ માની મા.

# * ( ૧૦ ) બાબરની વિટંબણા

ઇ. સ. ૧૪૯૪ માં અગિયાર વર્ષની ઉંમરે બાબર ફારગન + ની ગાદીએ બેઠો. તે વખતે તૈમુરનું વિશાળ સામ્રાજ્ય નષ્ટ ભ્રષ્ટ થઇ જઇ મોગલ શકિત પણ અંદરઅંદરની ફાટફુટથી વિખરાઇ ગઇ હતી. તેવામાં બાબર જેવા બાળક રાજાને ગાદી પર આવેલો જોઇ એકી સામટા બે બળવાન શત્રુઓ ફારગન પર ચઢી આવ્યા. બન્ને શત્રુઓ સાથે સગપણ હતું તેથી, તેમજ તેમની સામે ટકાવ થવો અસંભવિત લાગ્યાથી, બાબરે તેમાના એકને વિનંતિ કરી કે " મને મારા બાપીકા રાજ્યમા માત્ર તમારા કારભારી તરીકે રહેવા દો. " પણ બાબરની એ વિનંતિ ધુત્કારી કાઢી શત્રુ રાજધાની તરફ આવવા લાગ્યો. પરંતુ દૈવને એ વખતે ફારગન બચાવવું હતું. તેથી રસ્તામાં એક પૂલ પર થઇને લશ્કર પસાર થતું હતું તેવામાં અકસ્માત્ તે પૂલ તૂટયો ને ઘણું લશ્કર નાશ પામ્યું; બાકીનું નિરાશ થઇ નાસી ગયું. બીજા શત્રુનું પણ કાઇ ફાવ્યું નહિ.

એ રીતે બાબર બહારના શત્રુઓના ભયથી તો છુટયો, પણ તેને બીજા અંદરના શત્રુઓ પણ હતા. માત્ર ચાળીસ કોસ જેટલા વિસ્તાર પર જ તેની સત્તા હતી. રાજ્યનો બાકીનો ભાગ તેના પિતરાઇઓ અને સરદારો પચાવી પડયા હતા. કેટલાક વર્ષના સતત્ ઉદ્યોગથી બાબરે સઘળા જ બંડખોરોને વશ કર્યા બાપીકા રાજ્યનો ઉદ્ધાર કરવો એ જ માત્ર બાબરનું અંતિમ લક્ષ્ય નહોતું. તેને તો તૈમૂરની રાજધાની સમરકંદના સિંહાસન ઉપર બેસવાનો અભિલાષ હતો.

કુનેહ અને ખંતથી ૧૫ વર્ષની વયે બાબરે તે અભિલાષ પૂરો કર્યો. સમરકંદ જીત્યું. પરંતુ ફારગન અને સમરકંદ બંને રાજ્યો સંભાળવા જેટલું સૈનિકબળ તેમજ યુદ્ધ સામગ્રી તેની પાસે

+ અર્વાચીન ખોકાન.

નહોતાં. એટલે તંબલ નામનો એક સેનાપતિ ફારગનનું રાજ્ય બથાવી પડયો. તેનો ઉદ્ધાર કરવા બાબર તત્કાળ ફારગન ભણી ગયો, પણ ફારગન છોડવતાં તે સમરકંદ પણ ખોઈ બેઠો. એ રીતે નસીબ સંજોગે બાબરના હાથમાંથી ફારગન તેમજ સમરકંદ બંને એકી વખતે જતાં રહ્યાં. એ વખતે તેની દુર્દશાનો આડો આંક હતો. બાબર પોતાના જીવનવૃત્તાંતમાં લખે છે કે "હું અત્યંત દુર્દશામાં આવી પડયો, મેં અતિશય રુદન કર્યું."

તથાપિ બાબરનો તેજસ્વી સ્વભાવ તેને છોડી ગયો નહિ. અથાક ઉદ્યોગથી અને અસીમ સાહસથી તેણે ફારગન જીત્યું ને યુક્તિપૂર્વક સમરકંદ પણ લીધું. પરંતુ બાબરની ભાગ્યદેવી હજી પણ તેને પ્રસન્ન થઇ નહોતી. ઉઝબેગ સેનાપતિ સઇબાનીએ બળવાન લશ્કર જમાવી તેને સમરકંદમાંથી હાંકી કાઢયો. ફારગન પણ તે જ વખતે શત્રુના હાથમાં જઇ પડયું. બાબરની સ્થિતિ વાવાઝોડામાં ઉડતા તણખલા જેવી થઇ રહી. શત્રુથી નાસતો ભાગતો તે એક ગામમાં ભરવાડોના આશ્રયે જઇ રહ્યો. અહિંઆં તે ઉઘાડા પગે ભરવાડોનાં ઘેટાં બકરા ચરાવતો. એક ઘરડી ભરવાડણ વાતો કહી તેનૃં મન રીઝવતી. ડોશીને તૈમૂરના ભારતવિજયની અનેક વાર્તાઓ આવડતી હતી. બાબરના ચિત્તરંજન માટે તે તેને કહેતી. ડોશીની એ વાતોએ બાબરના દીલમાં ભારતભૂમિની ઉત્તમતા અને જાહોજલાલીનું ચિત્ર ખડું કરી તેના વીર હૃદયમાં ભારત વિજયની લાલસા ઉત્પન્ન કરી હોય તો તે અસંભવિત નથી !

---

## (૧૧) બાબરે કાબુલ કેમ જીત્યું ?

આટલાં આટલાં સંકટો પાડવા છતાં બાબરનું ધૈર્ય ખૂટયું નહિ, કે તેના ઉત્સાહ અને ઉદ્યોગમા ઊણપ આવી નહિ. મોસાળ પક્ષની સહાય મેળવી ફરીને તેણે પરિશ્રમપૂર્વક ફારગનનું રાજય હાથ કર્યું.

પરંતુ ઉઝબેગ સેનાપતિ સઇબાનિ તેની એ ઉન્નતિ સાંખી શકયો નહિ. ખુનખાર લડાઇ કરી ફરીથી બાબરને તેણે ફારગનમાંથી હાંકી કાઢયો. નિરૂપાય થઇને બાબર મોગલીસ્થાન ભણી નાઠો, ને ત્યાં એક વર્ષ રહી 'તરમૂજ' રાજ્યમાં આવ્યો. ત્યાંના રાજા બાખરને પણ ઉઝબેગ લોકોનો ડર હોવાથી તેણે બાબરનો સારો સત્કાર કર્યો અને તેની સાથે મૈત્રી કરી.

બાખરે બાબરને સલાહ આપી કે "અત્યારે સઇબાનિ બહુ જોરમાં છે. તેની સાથે તમારો ટકાવ થવો મુશ્કેલ છે. માટે ફારગનનો વિચાર પડતો મેલી બીજે ઠેકાણે ભાગ્યપરીક્ષા કરી જોવામાં ડહાપણ છે. અત્યારે કાબુલમાં અંધાધુંધી ચાલે છે. ત્યાં જો તમે પ્રયત્ન કરશો તો સફળતા મળવાનો વધારે સંભવ છે." બાબરને પણ એ સલાહ ઠીક લાગી. કાબુલનું રાજ્ય તેના એક કાકાના અધિકારમાં હતું. તે ઇ. સ. ૧૫૦૧ મા મરણ પામતાં અબ્દુર્રજાક નામનો તેનો સગીર છોકરો ગાદીએ બેઠો હતો. તેના જેવા બાળક રાજાને ગાદી પર જોઈ કાબુલી લોકોએ બળવો કર્યો હતો, અને મુકિમબેગ નામના એક રાજ્યલોભી મોગલે કાબુલની રાજગાદી તેની પાસેથી ખૂંચવી લીધી હતી. તેથી બાખરની સલાહ મુજબ ઇ. સ. ૧૫૩૪ ના જુન માસમાં બાબર ૨૦૦ થી ૩૦૦ પાયદળ સાથે કાબુલ તરફ વળ્યો. રસ્તામાં કુન્દેજના રાજા ખુશરૂખાંએ તેને સારો આવકાર આપ્યો ને ત્યાંથી સાત હજાર સૈનિકોની સહાય મેળવી બાબર કાબુલ પહોચ્યો. મુકિમબેગ તેની સામે થયો ખરો, પણ થોડા દિવસના યુદ્ધ પછી સલાહ કરી તે પોતાની માલમિલ્કત અને કબીલા સાથે કંદહારમાં તેના ભાઇ પાસે જઇ રહ્યો. એ રીતે થોડી મહેનતે બાબરને કાબુલનું રાજ્ય મળ્યું. એ વખતે તેની ઉંમર ૨૧ વર્ષની હતી.

કાબુલ જીત્યા પછી ત્રીજે વર્ષે બાબર તેના એક દૂરના સગાને ઉઝબેગો સામે મદદ કરવા સારૂ હિરાત ગયો હતો. તે અરસામા તેનો એક પિતરાઇ ભાઇ કાબુલનું સિંહાસન બથાવી પડયો. પરંતુ હિરાતથી

પાછા ફરતાં જ બાબરે યુક્તિપૂર્વક વગર લોહી રેડયે તેનો કબજો મેળવ્યો.

કાબુલમાં સ્થિરસ્થાવર થયા પછી બાબરે સમરકંદ તરફ ફરી દષ્ટિ દોડાવી. તૈમૂરના જગતપ્રસિદ્ધ સિંહાસન પર બેસી મહાન સામ્રાજ્ય ભોગવવાની તેને પ્રબળ ઇચ્છા હતી. ફરી એક વાર તેણે સમરકંદ જીત્યું ને તાશ્કંદથી કાબુલ ગીજની સુધીનું વિસ્તીર્ણ સામ્રાજ્ય સ્થાપ્યું પણ ખરૂં. પરંતુ તેના ભાગ્યમાં દક્ષિણ દેશ ( ભરતખંડ ) નું સામ્રાજ્ય લખાયલું હોવાથી ટૂંક વખતમાં જ તેનું એ સામ્રાજ્ય પડી ભાગ્યું અને કાબુલના નાનકડા રાજ્યથી જ તુરત માટે તેને સંતોષ પકડવો પડયો.

---

## *(૧૨) તાબાના માણસો પ્રત્યે બાબરની વર્તણુંક

અમીર ઉમરાવ તેમજ સામાન્ય ચાકર માણસો તરફ પણ બાબરની વર્તણુંક નમૂનેદાર હતી.

હિરાતથી બાબર કાબુલ તરફ પાછો ફર્યો તે વખતે શિયાળો બેસી ચૂકયો હતો, ને પુષ્કળ બરફ પડવા માંડયો હતો. કોઇ કોઇ ઠેકાણે તો બબ્બે હાથ જેટલો ધાડો બરફ જામી ગયો હતો. સઘળે જ બરફ બરફ થઇ રહ્યાથી બાબર એવા કોઇ આડે રસ્તે ચઢી ગયો કે અનેક પ્રયત્ન કરવા છતાં ભોમીઆ લોકો પણ તેને ખરે રસ્તે ચઢાવી શક્યા નહિ. આસપાસ ચારેગમ બિયાબાન વેરાન હતું; કોઇ ઠેકાણે શોધ્યો આશ્રય જડે તેમ નહોતું. બાબર અને તેના અનુચર લોકોની દુર્દશાનો પાર ન રહ્યો. ત્રણ ચાર દિવસ ભૂખ્યા તરસ્યા બરફમાં અથડાયા પછી એક સાંજે તેઓ 'ખાઓયાન કુહિ' નામની ગુફા આગળ આવી પહોંચ્યા. ગુફાનું મોઢું ઘણું જ સાંકડું હતું અને એવા સાંકડા માર્ગે દુઃખ વેઠીને દાખલ થવા છતાં સઘળાં જણનો તેમાં સમાસ થાય તેમ બહારથી લાગતું નહોતું. તેથી બાબરના સઘળા માણસોએ ઘોડાની પીઠ પર જ આખી રાત ગુફાની બહાર ગાળવાનું

નક્કી કર્યું, ને બાબરને ગુફામાં જઇ વિશ્રાંતિ લેવાને વિનંતિ કરી. પરંતુ મહાનુભાવ બાબર પોતાના બહાદુર અને નિમકહલાલ સંગાથીઓને બહાર રાખી એકલો પોતે ગુફામાં જવાને કોઇ પણ રીતે કબૂલ થયો નહિ. તેણે મોટે મને જવાબ આપ્યો કે "તમે બધા કષ્ટ ખમતા બહાર ઉભા રહો, અને હું ગુફામાં નિરાંતે આરામ કરૂં તેમ કદી બનનાર નથી. તમારી સાથે સાથે મારે પણ કષ્ટ ભોગવવું એને હું મારૂં કર્તવ્ય સમજું છું. ફારસીમાં કહેવત છે કે 'બંધુજનોના સહવાસમાં આવેલું મૃત્યુ અમૃત જેવું છે.'' એમ કહી બાબર બધાની સાથે બહાર જ ઉભો રહ્યો. તેના માથે, કાને અને હોઠ પર ચચ્ચાર ઇંચ જેવડા બરફના થર જામી ગયા, છતાં તે પોતાના નિશ્ચયમાંથી લેશ ચસ્યો નહિ. તેવામાં એક માણસ કે જે ગુફા કેવી છે તે જોવા સારૂ અંદર પેઠો હતો, તે દોડતો દોડતો આવી હરખભેર બોલ્યો કે 'ગુફામાં આપણા બધાયનો સુખેથી સમાવેશ થઇ શકે તેમ છે.' એટલે પછી બાબર પોતાના સર્વ માણસો સહિત પ્રફુલ્લિત ચિત્તે તે ગુફામા પેઠો, ને આખી રાત સુખે તેમાં ગાળી.

આ ઉપરથી જણાશે કે બાબરની લાગણી પોતાના નોકર માણસો માટે કેવી ઉમદા હતી ! માણસોનો પણ તેના વિષે અગાધ ભક્તિભાવ હતો. અને તેથી જ તેઓએ તેનાં સુખ દુઃખમાં ઠેઠ લગી સામેલ રહી તેને માટે પ્રાણ પાથરવામાં પણ પાછી પાની કરી નહિ.

---

## (૧૩) બાબરના આગમન વખતે હિંદુસ્થાનની સ્થિતિ

**રાજકીય**—બાબરે હિંદુસ્થાન પર સ્વારીઓ કરવા માંડી તે વખતે હિંદની રાજકીય સ્થિતિ ઘણી જ નબળી હતી. દિલ્હીની ગાદી પર લોદી વંશના નબળા પાદશાહો હતા. તેઓ માંહોમાંહેની

ફાટફુટ અને કુસંપને પહોંચી વળવાને કેવળ અશકત હતા. છેલ્લા બાદશાહ ઇબ્રાહિમ લોદીની નબળાઇ તથા દુષ્ટ વર્તણુંકથી અમીર ઉમરાવો તેનાથી નારાજ થયા હતા. પંજાબના સુબા દોલતખાંએ સ્વાધીનતાનો ઝુંડો ફરકાવી પોતાના નામના ખોતબા અને સિક્કા ચલાવ્યા હતા, તેમ બાબરને હિંદુસ્થાન પર ચઢી આવવાનું આમંત્રણ પણ મોકલ્યું હતું. અલ્લાઉદ્દીન ઉર્ફે આલમખાં નામનો એક રાજકુમાર દિલ્હીના તખ્ત માટે બાબરને શરણે ગયો હતો. ઇબ્રાહિમના જુલમ અને દુષ્ટ વર્તનથી રૈયત વર્ગ પણ નારાજ હતો. ગૂજરાત, માળવા, ખાનદેશ અને બંગાળામાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો સ્થપાયાં હતાં. રજપુતાનામાં રાણો સંગ સર્વોપરી બન્યો હતો, અને સઘળું રજપુત બળ એકત્ર કરી દિલ્હીમાં હિંદુ રાજ્યની પુનઃ સ્થાપના કરવાની તે તૈયારી કરી રહ્યો હતો. ઇબ્રાહિમને તેણે એક વાર તો હરાવ્યો પણ હતો. મતલબ કે પરદેશી શત્રુને દિલ્હીનું સિંહાસન કબજે કરવાની તે અનુકૂળ તક હતી, એમાં તો જરાયે સંદેહ નહિ.

ધાર્મિક સ્થિતિ—બૌદ્ધ ધર્મ ક્યારનોયે લુપ્ત થઇ ગયો હતો. જૈનોનું જોર પડી ભાગ્યું હતું. શૈવમાર્ગ પ્રબળ હતો. બ્રાહ્મણો તેમ જ ઘણા રાજા રાણા શૈવમાર્ગી હતા. રામાનુજ અને વલ્લભના વૈષ્ણવ પંથો પણ ઠીક પ્રસર્યા હતા. વળી હિંદુ મુસલમાનોના ધાર્મિક ઝઘડાને દૂર કરી તેમનામાં ઐક્ય લાવવાના હેતુથી કબીર અને નાનકના પંથો પણ હયાતીમાં આવ્યા હતા. જાતિબંધન દૃઢ થયું હતું. રાજ્યકર્તા મુસલમાન હોવાથી તે ધર્મને આગળ પડતું સ્થાન મળી પ્રસંગોપાત જુલમ અને અત્યાચારના બનાવ બનતા ખરા; તોપણ ખીઝની અને ઘોરીશાહનું ઝનુન નહોતું રહ્યું, ને સામાન્ય રીતે બંને કોમો વચ્ચેનો વ્યવહાર ઠીક ચાલતો હતો એમ કહ્યા વગર નહિ ચાલે.

આર્થિક—ધાર્મિક અત્યાચારોને લીધે હિંદુસ્થાનનો દેશાવર ખાતેનો વેપાર પહેલાંના જેવો આબાદ નહોતો. ચીન, જાવા વગેરે તરફનો–ખાસ કરીને ખુશ્કી * માર્ગનો વેપાર પડી ભાગ્યા જેવો હતો. પરંતુ પશ્ચિમ કાંઠાનાં બંદરોનો વેપાર વધારે જોરથી ખીલ્યો હતો, ને તેથી એક માર્ગે પડતી ખોટ બીજે માર્ગે પૂરાતી હતી. વેપારનાં સુત્રો ઘણે ભાગે હિંદુઓના જ હાથમાં હતાં. નબળા રાજાઓના અમલમાં દેશમાં લૂંટફાટના પ્રસંગો બનતા; પરંતુ લૂંટનાર પૈકી ઘણુ-ખરા આ દેશમાં જ વસવાટ કરતા હતા તેથી, તેમ જ હિંદ તે વખતે વ્યાપારપ્રધાન દેશ હોવાથી પરદેશ લૂંટાઇ ગયેલું દ્રવ્ય પણ ટૂંક વખતમાં પાછું ઘસડાઇ આવતું. આથી હિંદની આર્થિક સ્થિતિ સર્વોત્તમ હતી. સમૃદ્ધિમાં દુનિયાનો કોઇ પણ દેશ તે વખતે હિંદની બરોબરી કરી શકે તેમ નહોતો, એમ કહીએ તો ખોટું નહિ. દેશના રાજ્યકર્તાઓ દેશમાં જ સ્થાયી રહેનાર હોવાથી કારીગરી અને ઉદ્યોગ હુન્નરને પણ અચ્છું ઉત્તેજન મળતું.



## ( ૧૪ ) હિંદુસ્તાનમાં મોગલ રાજ્યની સ્થાપના

કાબુલ જીત્યા પછી તુરતજ બાબરને ભરતખંડ જીતવાની ઇચ્છા થઇ હતી. પરંતુ ( કોઈ વાર અમીરોના બળવાથી, તો કોઇ વાર તેના વિચારને અમીરો સમ્મત ન થવાથી, તો વળી કોઇ વાર કુટુંબી જનોની ખટપટથી ) તરેહવાર કારણોને લીધે ઇ. સ. ૧૫૧૯ સુધી તે પોતાના વિચારને કોઇ રીતે અમલમાં મૂકી શક્યો નહોતો. તે પછીના સાત આઠ વરસમાં તે પાંચ વાર હિંદુસ્થાન પર ચઢી આવ્યો હતો. પહેલી ચાર સ્વારીમાં તો તે કાં તો ખંડણી ઉઘરાવીને કે બહુ બહુ તો પંજાબ પર અધિકાર સ્થાપીને પાછો ફર્યો હતો. પાંચમી ને છેલ્લી વાર તે ઇ. સ. ૧૫૨૬ માં ૧૨૦૦૦

* જમીન માર્ગ.

માણસનું કસાયલું લશ્કર તથા કેટલીક તોપો લઇને આવ્યો. પંજાબના સુબા દોલતખાંએ એક વાર તેને આમંત્રણ મોકલ્યું હતું ખરૂં. પણ બાબરે ચોથી સ્વારીમાં પંજાબ જીતી લઇ એની કનેથી સુબાગિરી છીનવી લીધેલી હોવાથી આ વખતે ચાળીસ હજાર સૈનિકો સાથે તે તેની સામો થયો. પરંતુ બાબરના પ્રચંડ પરાક્રમ આગળ તેનું એ મોટું લશ્કર હવામાં રૂનાં પુમડાં માફક ઉડી ગયું. વિજયી બાબર તે પછી દિલ્હી પર ધસ્યો ને પાણીપતના મેદાનમાં આવી મોરચો નાંખ્યો. તેની સામે સુલ્તાન ઇબ્રાહિમ એક લાખ સૈનિકો અને એક હજાર હાથીઓનું વિશાળ પણ ભાડુતી લશ્કર લઇ લડવા આવ્યો. જબરૂં યુદ્ધ થયું. ઇબ્રાહિમ બહાદુરીથી લડયો, છતાં અંતે તે હાર્યો ને માર્યો ગયો. વિજયી બાબરે દિલ્હી અને આગ્રા કબજે કર્યા. ૨૧ મી એપ્રિલ ને શુક્રવારને રોજ આગ્રામાં પોતાને શહેનશાહ તરીકે જાહેર કર્યો, અને મસ્જીદોમાં પોતાના નામના ખોતબા પઢાવ્યા. દિલ્હી ને આગ્રાના રાજભંડારોમાંનું અખૂટ દ્રવ્ય પોતાના સરદારો, સૈનિકો, નોકરો તથા ભિક્ષુકોને છૂટે હાથે વહેંચી આપી તથા મક્કા, મદીના, સમરકંદ ને હિરાત જેવા દૂરના સ્થાનોમાં વસતા ફકીરો અને સગાં સંબંધીઓને પણ કિંમતી ભેટ સોગાદો મોકલી આપી તેણે સર્વની પ્રીતિ સંપાદન કરી. બાબરે પોતાને માટે એક કોડી સરખી ઉંચી મૂકી નહોતી, એ ધ્યાનમાં રાખવા જેવું છે.



શહેનશાહ બાબર

તે પછી બાબરે જુવાનપુર, બિહાર ને ચંદેરીનાં રાજ્યો જીતી લીધાં. રાણા સંગ જેવા પ્રબળ શત્રુને હરાવ્યો, તથા હિંદની ગરમ આબોહવાથી અને પરદેશી તરીકે ભોગવવી પડતી હેરાનગતિથી કંટાળી ગયેલા ઉમરાવોના મનનું સમાધાન કર્યું. એ રીતે એણે હિંદમાં મોગલ સામ્રાજ્યનો પાયો નાંખ્યો.

## * (૧૫) રાણા સંગની હાર

બાબર હિંદ જીતવા આવ્યો, ત્યારે રાજસ્થાનમા ચિતોડના રાણા સંગની સત્તા સર્વોપરી હતી. તેની બહાદુરી અને વીરોચિત ગુણોથી રજપુતો તેના પર ફીદા હતા. હિન્દના સઘળા જ રજપુત રાજ્યો તેને પોતાનો ઉપરી લેખતાં. તેનું દિન પ્રતિદિન વધતું જતું જોર તોડવાને માટે સુલ્તાન ઇબ્રાહિમ લોદીએ એક વાર તેના પર સ્વારી કરી હતી. પણ તેમાં રાણા સંગે તેને હરાવીને નસાડયો હતો, એટલું જ નહિ પણ ઠેઠ દિલ્હી લગી તેની પૂંઠ પકડી, લોદી સત્તા દોદળી કરી નાંખી હતી. બાબર આવ્યો તે વખતે સંગ દિલ્હીમાં પુનઃ હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની તૈયારી કરી રહ્યો હતો. કહે છે કે બાબરની ચઢાઇને રાણા સંગનું ઉત્તેજન હતું. સંગની ધારણા એવી હતી કે બાબર પણ તેના પૂર્વજો ચેંગિસ ને તૈમુરની માફક લુંટફાટ કરી ચાલ્યો જશે, એટલે પછી મોગલોએ છિન્નભિન્ન કરી નાંખેલી અફગાન સત્તાને જડમૂળથી ઉખેડી નાંખવાનું પોતાને સહેલું થઇ પડશે.

પરંતુ સંગે જ્યારે જોયું કે બાબર દિલ્હી ને આગ્રા કબજે કરી સ્થાયી સત્તા જમાવવાનો પ્રયત્ન કરે છે, ત્યારે રણસંગ્રામમાં તેને મારી હઠાવવાની તેણે જબરી તૈયારી કરી. રાજસ્થાનના સઘળા રાજા રાણા તેમજ મોગલોથી પરાજય પામેલા પઠાણ સરદારો પોત- પોતાનાં લશ્કર સાથે તેની કુમકે આવ્યા. ઇબ્રાહિમનો એક શાહજાદો તો તેના આશ્રયે જ હતો. એ રીતે એક જંગી ફોજ જમાવી રાણો સંગ આગ્રા પર ચઢયો.

બાબર પણ પોતાના લશ્કર સાથે આગ્રા બહાર લઢવા નીકળ્યો. ફત્તેપુર સીક્રી આગળ ભારે યુદ્ધ થયું. રણઘેલા રજપુતોના મારા આગળ મોગલ લશ્કર ટકી શક્યું નહિ, ને બાબર પણ ગભરાયો. સંગને દર વર્ષે ખંડણી આપવાનું કબુલ કરી સંધિ કરવાનું બાબરે કહેણ મોકલ્યું. પંદર દિવસ સુધી સંધિના સંદેશા ચાલ્યા, પણ તેનું કાંઈ છેવટ ન આવવાથી ફરીને રસાકસી શરૂ થઇ. બાબરની ગમે તેવી ઉશ્કેરણી છતાં મોગલોના પગ પાછા પડવા માંડ્યા, ને રજપુતો જીતની અણી પર આવ્યા. પણ ભાવિ બળવાન છે. રાયસેનનો તુંવાર રાજા શિલાદિત્ય કે જે બાબર સાથે સંધિના સંદેશા ચલાવવામાં પ્રથમ રોકાયો હતો, અને જે રજપુત સૈન્યની હરોલમાં હતો તે આ અણીને વખતે શત્રુ પક્ષમાં ભળ્યો. એટલે રજપુતોમાં ભંગાણ પડ્યું, ને તેમની જીતની બાજી શિલાદિત્યની હરામખોરીને લીધે હારમાં ફેરવાઇ ગઈ, ઇ. સ. ૧૫૨૭. રાણો સંગ ઘાયલ થઇ નાસી ગયો ને બાબરને હરાવ્યા વગર ચિતોડમાં પગ ન મૂકવાની એણે પ્રતિજ્ઞા કરી. પરંતુ ક્રૂર કાળે તે જ સાલમાં તેને ઝડપી લીધાથી તેની તે પ્રતિજ્ઞા અધૂરી જ રહી ગઇ.

રાણા સંગની આ હાર આપણને શીખવાડે છે કે વિશ્વાસઘાત અને કુસંપ સ્વતંત્રતાના સદાય ઘાતક છે. **માટે સ્વદેશનું ભલું ચહાનારાઓએ કોમકોમનો ભેદ ભૂલી જઇને, તથા દેશના સામાન્ય હિતને પ્રસંગે પોતાના ખાનગી વેરને કોરાણે મૂકીને પરસ્પર ઐક્ય અને વિશ્વાસથી વર્તતાં શીખવું જોઇએ.**

---

## * ( ૧૬ ) બાબરનું મરણ

ઇ. સ. ૧૫૩૦ ના ડિસેંબરની ૨૬ મી તારીખે સુમારે પાંચ વર્ષ હિંદનું રાજ્ય ભોગવી ૪૮ વર્ષની ઉંમરે બાબર પરલોકવાસી થયો. એના મરણ વિષે એક અદ્‌ભુત કહાણી છે.

કહે છે કે એનો પાટવી કુંવર હુમાયુન સખત તાવથી પથારીવશ થયો. હકીમ વૈદ્યોએ અનેક પ્રયત્ન કરવા છતાં તાવે તેનો કેડો મેલ્યો નહિ. દિવસે દિવસે હુમાયુનના જીવવાની આશા ઓછી થતી ચાલી. તેવામા કોઇએ કહ્યું કે ઇશ્વરને ખોળે કોઈ મહાન સમર્પણ કરવામાં આવે તો કુંવર બચે. બાબરને હુમાયુન પર અનહદ પ્યાર હતો. તેથી તેણે પુત્રની જીંદગી સાટે પોતાનું જીવન સમર્પવાનો તરત સંકલ્પ કર્યો. અમીર ઉમરાવ તથા મૌલવી લોકોએ પાદશાહને તેમ કરતો વાર્યો, અને રાજભંડારનું સઘળું દ્રવ્ય તથા કિંમતી ચીજો ખેરાત કરવાની સલાહ આપી. પણ બાબરે કોઇની પણ સલાહ ન માનતાં જવાબ આપ્યો કે 'મારા પ્યારા પુત્રની જીંદગીની તોલે કયું રત્ન છે કે જે અર્પવાથી પ્રભુ પ્રસન્ન થાય ? મારી જીંદગી જ મને સૌથી વહાલામાં વહાલી અને કિંમતી છે. તેના જ અર્પણથી પ્રભુ પ્રસન્ન થશે. ને મારા પુત્રના જાન બચશે.' એમ કહી તુરતજ તેણે હુમાયુનના ઓરડામાં પ્રવેશ કર્યો, ને મૃત્યુમુખમા પડેલા પુત્રની પથારીની આસપાસ 'એનો રોગ રાઇ મને આવો, એનો રોગ રાઇ મને આવો' એવો જાપ જપતાં ત્રણ વાર પ્રદાક્ષણા ફરીને બંદગી કરી. આશ્ચર્ય છે કે તે પછી થોડા જ દિવસમાં હુમાયુન સાજો થયો, બાબર સખત તાવથી પટકાઇ પડયો, અને એજ માદગીમાં એની જીવનલીલા પૂરી થઇ !

કેટલાકના મત પ્રમાણે તેનું અકાળ મૃત્યુ અતિશય દારૂબાજીથી થયું હતું. બાબરના શબને તેની ઇચ્છા મુજબ કાબુલના પહાડોમાં આવેલા એક સુંદર સ્થળમાં મોટા દબદબા સાથે દફનાવવામાં આવ્યું. હુમાયુને તે ઠેકાણે સંગેમરમરનો સુંદર રોજો બંધાવ્યો છે, જેના દર્શને હજારો યાત્રાળુઓ હજી પણ દર વર્ષે જાય છે.

## ( ૧૭ ) બાબરના ગુણદોષ

બાબર સાહસી, તેજસ્વી અને પ્રતિભાશાળી નરપતિ હતો. તેની પ્રતિભાની છાપ સામાન્ય જનસમુદાય પર એવી સજ્જડ પડતી કે

તેઓ તેના પ્રત્યેક કાર્યમાં તેની ઇચ્છા મુજબ વર્તવા પૂતળાંની માફક પ્રેરાતા. તેનો સ્વભાવ સરળ ને વિશ્વાસુ હતો. જીંદગીના મોટા ભાગમાં તેને ક્લેશ અને હાડમારી ભોગવવાં પડયાં છતાં તેની ચિત્તની પ્રફુલ્લતા એકે દિવસ નષ્ટ થઇ નહોતી. કઠણમાં કઠણ ક્લેશોમાં પણ તે નિર્દોષ બાળકની માફક આનંદી રહેતો. તેની ધીરજ, ખંત, અને ઉદ્યમશીલતા વખાણવા જેવી છે. કુટુંબીજનો પ્રત્યેનો તેનો પ્રેમ અગાધ હતો. તેમની તરફથી તેને ઘણું સહેવું પડયું, છતાં પણ તેમના દુ:ખની વખતે તે મદદ કરવા ચુકયો નહોતો, તેમ પોતાની ઉન્નતિના વખતે છેક આઘેનાં સગાંઓને પણ તે ભેટ સોગાદ મોકલવાનું ભુલ્યો નહોતો. તાબાનાં માણસો પ્રત્યે તેના માન અને માયા નમૂનેદાર હતાં. તેમના દુ:ખે દુ:ખી ને સુખે સુખી થવું એને પોતાનું પરમ કર્તવ્ય તે સમજતો. ક્ષમાનો ગુણ પણ તેનામાં અદ્‌ભુત હતો. ગમે તેવો અપરાધી જો પસ્તાવો કરી ક્ષમા માટે પ્રાર્થના કરતો તો તુરતજ સઘળા કાયદા કાનુનો બાજુએ મૂકી તે ક્ષમા કરતો, એટલું જ નહિ પણ તે પછી પણ તેના પ્રત્યે તે લેશ અભાવો રાખતો નહિ. પ્રાણદંડની સજા તેના હુકમથી થોડાને જ થઈ હશે. તેની દાનવૃત્તિ પણ અપૂર્વ હતી. તેના આવા ગુણોને લીધે બાબર ટૂંક મુદતમાં જ પ્રજાનો પ્રેમ સંપાદન કરી શકયો. બાબર અનેક વિદ્યા–કળામાં પણ હુંશિયાર હતો. તે એક સમર્થ પંડિત, સારો સંગીતશાસ્ત્રી, અને મોટો કવિ હતો. ફારસી અને તુર્કી ભાષામાં તેણે ઘણી કવિતાઓ બનાવેલી છે, ને તે બધી તેની ભાષાની મધુરતા અને ભાવ માટે પ્રસિદ્ધ છે. ઇમારત અને ખેતીવાડીના કામનું પણ તે સારૂં જ્ઞાન ધરાવતો હતો. નાની ઉંમરથી અંત લગી તે ઘણુંખરૂં યુદ્ધમાં ગુંથાયલો રહેવા છતાં, આ વિવિધ વિદ્યા–કળામાં તે પારંગત થઇ શકયો, તે બતાવે છે કે તેની બુદ્ધિ અસાધારણ અને જ્ઞાન માટેની તેની લાલસા ઘણી તીવ્ર હતી. બાબરનું શરીરબળ પણ અસામાન્ય હતું. કેવળ આનંદની ખાતર તે ગંગા નદીનો આખો પટ તરીને સામે પાર જતો. મુસાફરીમાં પણ

ગંગા સિવાયની બીજી તમામ નદીઓ તે તરીને જ પાર ઉતરતો. ઘોડેસ્વારીનો પણ બાબરને અત્યંત શોખ હતો. એક સામટી ચાળીસ કોસની મજલ તે ઘોડાની પીઠ પર કાપતો. મુસાફરીની તેની ઝડપ ખરેખર અજબ હતી!

દારૂની બદી એ બાબરનો મહાન દોષ હતો. ૨૨ વર્ષની ઉંમર લગી તેણે કદી દારૂનો સ્પર્શ કર્યો નહોતો. પણ તે પછી ખોરાસાનના પોતાના એક સગાને તે મદદ કરવા ગયો, ત્યારે હિરાતમાં તેને એ બદી લાગુ પડી હતી. મિત્રમંડળીમાં બેસી સુરાપાન કરવામાં તેને ઘણો આનંદ પડતો. પરંતુ ગમે તેટલો છાકટો થયા છતાં રાજકાજનો પ્રસંગ ઉભો થતાં તે તુરતજ પોતાની જાતને સંભાળી લેવા શક્તિમાન થતો હતો. સંગ સાથેની લઢાઇ પ્રસંગે પોતાની એ લાંબા વખતની ટેવને એકે સપાટે અને હંમેશને માટે તે તિલાંજલિ આપી શકયો હતો, એ બીના એનો આત્મસંયમ સૂચવે છે.

બાબરનું અકાળ મૃત્યુ થયું ન હોત તો પોતાના અદ્ભુત ગુણોને લીધે તે એક સરસ ને સંગીન રાજ્યપદ્ધતિ સ્થાપન કરી, જેમ તે એક અસાધારણ યોદ્ધા તરીકે પંકાયો છે, તેમ રાજ્યનીતિ ચૂડામણિ તરીકે પણ પંકાયો હોત.



# *( ૧૮ ) હુમાયુનનો દરબાર ને રાજ્યવ્યવસ્થા

મોગલ-કુલ-તિલક બાબરની પછી તેનો વડો શાહજાદો નાસીર-ઉદ્દીન-મહમદ હુમાયુન બાદશાહ થયો. હુમાયુનને જ્યોતિષ શાસ્ત્રમાં પુષ્કળ શ્રદ્ધા હતી. તેમ તે પોતે પણ જ્યોતિષ શાસ્ત્રનો મોટો પંડિત હતો. ફલિત જ્યોતિષની ચર્ચામાં તેને અનહદ આનંદ પડતો. દરબારની વ્યવસ્થામા પણ તેની જ્યોતિષપ્રિયતા ઝળકી આવતી હતી. મુલાકાત માટે તેણે સાત જુદા જુદા દરબારગૃહ તૈયાર કરાવ્યાં હતાં. દરેક ખંડના સામાન, છબીઓ તથા ચાકર નફરના પોષાક પર તે તે ગ્રહનું ખાસ ચિહ્ન પાડેલું હતું. જે દિવસે જે ગ્રહનું જોર હોય તે દિવસે તે જ ગ્રહના નામવાળા હૉલમાં દરબાર ભરાતો. વળી મુલાકાતે આવનાર શખ્સમાં જે ગુણ આગળ પડતો હોય, તે ગુણની વિશિષ્ટતાવાળા ગ્રહના નામવાળા હૉલમાં જ બાદશાહની મુલાકાત થતી. જેમકે કવિ, મુસાફર અને પરદેશી રાજ-દૂતોને સોમગૃહમાં; પંડિત, શાસ્ત્રી તથા અમલદારોને બુધગૃહમા; અને સૈનિક પુરૂષોને બૃહસ્પતિ ગૃહમાં બાદશાહની મુલાકાતનો લાભ મળતો.



હુમાયુ.

રાજકાજની વ્યવસ્થા માટે હુમાયુને ચાર મહાભૂતો * નાં નામ અનુસાર ચાર ખાતાં નિર્માણ કર્યાં હતાં:—જેમકે આતસી, હવાઇ, આબિ અને ખાકી. દરેક ખાતાની દેખરેખ માટે એક એક મંત્રી નીમ્યો હતો યુદ્ધ સામગ્રી, સાંચા કામ, વગેરે જે જે પદાર્થો તૈયાર કરવામાં અગ્નિની જરૂર હોય, તે સઘળાંનું કામકાજ 'આતસી'

* અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી ને આકાશ-એ પંચમહાભૂતો પૈકીનાં ચાર.

ખાતામાં થતું. પોષાક, પાકશાળા, હયશાળા, ગજશાળા વગેરેનું કામ 'હવાઇ' ખાતામાં ચાલતું. શરબતખાતું, બાગબગીચા, તેમ નહેરો વગેરેનું કામ 'આબિ' ખાતાને અધીન હતું. ખેતી, નવાણુ, જમીન તથા બાંધકામ પર 'ખાકી' ખાતાની દેખરેખ રહેતી.

હુમાયુનની આ નિર્દોષ અને મનોરંજક વ્યવસ્થા લાંબો વખત ચાલી શકી નહિ. અખંડ શાન્તિના સમયમાં જ તે બરાબર ચાલી શકે. હુમાયુનના નસીબમાં તેવી અખંડ શાંતિ લખાયલી નહોતી. રાજકાજના વિકટ પ્રશ્નો ઉભા થતા હુમાયુનને એ બધો આડંબર છોડી દેવો પડયો હતો.

---

## ( ૧૯ ) હુમાયુનનો આદર્શ બંધુ પ્રેમ

બાબરને ચાર દીકરા હતા: હુમાયુન, કામરાન, હિંદાલ અને મીરજાઅસ્કરી. તેમાં હુમાયુન સૌથી વડો હતો. મોગલોમાં એવો રીવાજ હતો કે બાપ જેને પોતાનો વારસ નીમતો જાય તે રાજ-ગાદી પર બેસે. અગરજો બાપની મરજી હોય તો રાજ્ય છોકરાઓ વચ્ચે વહેંચી આપે, અને ગમે તે એકને મુખ્ય ગાદી સોંપે. બાબરે મરતાં પહેલાં હુમાયુનને પોતાના કુલ સામ્રાજ્યનો અધિકારી નીમ્યો હતો. તેથી વડપણ અને ઉત્તરાધિકાર બંને રીતે હુમાયુન જ કુલ સામ્રાજ્યનો હક્કદાર હતો. તેના બીજા ભાઇઓ કોઇ રીતે હક્ક દાવો કરી શકે તેમ નહોતું. છતાં હુમાયુને પોતે મોટા મનથી કાબુલ અને પંજાબ પ્રાંત કામરાનને, સંબલ પ્રાંત હિંદાલને અને મેવાત પ્રાંત મીરજાઆસ્કરીને કાઢી આપ્યા હતા. તેને આશા હતી કે તેની એ ઉદારતાથી તેના ભાઇઓ સંતુષ્ટ થશે અને કોઇ જાતનો ઉપદ્રવ તેમના તરફથી થવાનો સંભવ નહિ રહે. પરંતુ હુમાયુનના એ ભાઇઓ હુમાયુનના જેવા મોટા મનના નહોતા. હુમાયુન જેમ જેમ તેમને વધારે ચાહતો ગયો તેમ તેમ તેઓ તેનું વધારે બુરૂં કરતા

ગયા. શેરશાહના ભયથી હુમાયુનને જ્યારે નાસવું પડયું, ત્યારે ત્રણે-માંથી એકે ભાઇએ તેને આશ્રય આપ્યો નહિ, એટલું જ નહિ પણ દુષ્ટ કામરાને તો તેના કુટુંબને કેદ પકડવા જેટલી કૃતઘ્નતા પણ બતાવી હતી. તેમ મીરઝાઅસ્કરીએ પણ તેના પર હુમલો કરી તેને પીડવામાં કચાશ રાખી નહોતી. તેમ છતાં ઇરાનના શાહની મદદથી હુમાયુને જ્યારે કાબુલ અને પંજાબ પાછાં જીતી લીધાં, ત્યારે તેણે સઘળા ભાઇઓને મોટા મને માફી બક્ષી અને પહેલાંની માફક પ્રેમથી તેમને ભેટયો.

કામરાનના દુષ્ટ વર્તનથી એક વાર મોગલ ઉમરાવો એટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા કે તેમણે બધાએ મળી તેનો વધ કરવાનો પાદશાહને આગ્રહ કર્યો. કામરાને જો કે વખતોવખત કૃતઘ્નતા રૂપી છરી હુમાયુનના હૃદયમાં ઘોચી હતી, તોપણ ભ્રાતૃપ્રેમી હુમાયુન તેને પ્રાણદંડ આપવાને કબુલ થયો નહિ. હુમાયુનના આવા પોચા વ્યવહારથી સરદારોએ ચોડાઇ રમખાણ મચાવ્યા. પ્રત્યેક જણ કહેવા લાગ્યો કે "પાદશાહની એવી ખોટી ઉદારતાને લીધે જ મોગલ લોકોને દુઃખ ઉપર દુઃખ ભોગવવા પડે છે." વિદ્રોહી સરદારોને શાંત કરવા માટે છેવટે હુમાયુને કામરાનની આંખો ફોડવાની રજા આપી, પણ પ્રાણદંડ તો હરગીજ ન કર્યો.

કામરાન અંધ થયા પછી થોડેક દિવસે હુમાયુન તે દુર્ભાગી રાજકુમારને મળવા ગયો. ત્યારે કામરાને ઉઠીને તેની પાસે જઇ કહ્યું, "આ કૃતઘ્ન અભાગીને મળવા આવવામાં આપની રાજપ્રતિષ્ઠાને ઝાંખપ નથી લાગતી ?" હુમાયુન ભાઇની દુર્દશા જોઇ ગળગળો થઇ ગયો, ને તેની આંખમાંથી દડદડ આસુ નીતર્યાં. ભ્રાતૃપ્રેમની એ અવધિ નહિ તો શું?

---

# * ( ૨૦ ) બહાદુરશાહ મદ–મર્દન

હુમાયુન ગાદીએ બેઠો તેવામાં તેના એક નજદીકના સગાએ તેનું ખૂન કરવાનું કાવતરૂં રચ્યું હતું. પણ તે કાવતરૂં પકડાઇ જવાથી તે નાસીને ગૂજરાતના સુલ્તાન બહાદુરશાહને શરણે ગયો હતો. હુમાયુને તે કાવતરાખોરને સોંપી દેવાની બહાદુરશાહ પાસે માગણી કરી હતી, પણ બહાદુરશાહે તે ગર્વથી સ્વીકારી નહોતી.

વળી, રાણા સંગના મરણ પછી મેવાડની સ્થિતિ ઘણી નબળી પડી ગઇ હતી. કુંવર નાનો હોવાથી સંગની રાણી કર્ણાવતી રાજ્યનો વહીવટ કરતી હતી. તે સ્થિતિનો લાભ લઇ બહાદુરશાહ ચિતોડ પર સ્વારી કરવા નીકળ્યો. ચિતોડનો બચાવ એકલે હાથે થવો અશકય જાણી કર્ણાવતીએ હુમાયુનને ધર્મનો ભાઇ ગણી રાખડી મોકલી આપી. હવે, જો કે રાણો સંગ મોગલો સામે લડયો હતો, અને બહાદુરશાહ મુસલમાન હતો, તોપણ હુમાયુને મોટા મનથી તે રાખડી સ્વીકારી, અને તાબડતોબ સૈન્ય લઇ ચિતોડ આવવા નીકળ્યો. પરંતુ તે આવી પહોચે તે પહેલા બહાદુરશાહ ચિતોડનો નાશ કરવામા ફાવી ગયો હતો અને રાણી કર્ણાવતીએ જૌહાર આદર્યો હતો. રજપુત પક્ષ તરફથી કોઇ લઢનાર હતું નહિ. તથાપિ હુમાયુને પોતાનું બીરદ પાળ્યું. તેણે બહાદુરશાહને મારી હઠાવ્યો ને મેવાડનું રાજ્ય તેના પંજામાંથી છોડાવી તેના હકદાર વારસને સ્વાધીન કર્યું. બહાદુરશાહ ત્યાથી માંડુગઢ થઇ ગૂજરાતમા નાઠો; પણ હુમાયુને તેની પુંઠ પકડી ગૂજરાતનું રાજ્ય જીતી લીધું ને પાવાગઢનો મજબુત ગઢ સર કરી બહાદુરશાહનો ખજાનો કબજે કર્યો, ઇ. સ. ૧૫૩૨. એ રીતે હુમાયુને બહાદુરશાહનો ગર્વ તોડયો.

[ શ્શાહનું બંડ જાગવાથી હુમાયુનને બંગાળા જવું પડયું. એટલે બહાદુરશાહે આવીને મોગલ સુબા પાસેથી ફરીને ગૂજરાત જીતી લીધું હતું, ઇ. સ. ૧૫૩૬. ]

---

## ( ૨૧ ) શેરશાહને હાથે હુમાયુન કેમ હાર્યો?

ગૂજરાતમાંથી આવી હુમાયુને ચુનાગરગઢ જીતી લઇ બિહાર તાબે કર્યું, ને બંગાળા તરફ વળ્યો. શેરશાહે મોકલેલી ફોજને હરાવી હુમાયુને બંગાળાની રાજધાની ગૌડનગર કબજે કર્યું. શેરશાહ નાસીને પોતાની બાપીકી જાગીરમાં ભરાયો. એ રીતે શેરશાહનું પહેલું બંડ શમાવી હુમાયુને બિહાર અને બંગાળામાં પોતાની સત્તા સ્થાપી પરંતુ શેરશાહનો ઉત્સાહ એથી જરાયે મોળો પડયો નહિ. તેણે ફરીને સૈન્ય જમાવી લઢવાની તૈયારી કરી એ વખતે બંગાળાની આબોહવા મોગલોને માફક ન આવવાથી તેમના લશ્કરમાં રોગચાળો ચાલતો હતો, ને વળી તેવામાંજ હિન્દાલે અને કામરાને તોફાન ઉઠાવી આગ્રા પર ધસારો કર્યો. હુમાયુનને એ વાતની ખબર પડતાં જ તે તાબડતોબ આગ્રા જવા નીકળ્યો. ચતુર શેરશાહ આ તકનો લાભ લેવા ચૂકે એવો નહોતો. તરતજ તેણે ફોજ જમાવી પાદશાહની ગતિ રોકી. બક્સર આગળ ત્રણ માસ લગી હુમાયુનને એ રીતે અટકાવી રાખ્યા પછી શેરશાહે સલાહનું કહેણ મોકલ્યું. હુમાયુન આગ્રે જવાને તલપાપડ થઇ રહ્યો હતો, તેથી તેણે તે માગણી તરતજ કબુલ કરી. શેરશાહે કુરાન ઉઠાવી પ્રતિજ્ઞા કરી કે "હું પાદશાહના નામના ખોતબા તથા શિક્કા ચલાવી બિહાર અને બંગાળાનો કારભાર ચલાવીશ ને મોગલ સત્તાનો કોઇપણ મુલક મારે કબજે નહિ કરૂં." શેરશાહના વચન પર વિશ્વાસ રાખી મોગલ સૈન્ય ગાફેલ બન્યું કે તરતજ શેરશાહે એકાએક તેમના પર છાપો માર્યો. તેમને યુદ્ધ માટે તૈયાર થવા જેટલો અવકાશ પણ રહ્યો નહિ. વિશ્વાસુ મોગલોની ખરેખરી દુર્દશા થઇ. ગંગા નદીને પાર જવા સારૂ હુમાયુને જે હોડીઓ ભેગી કરી હતી તેનો મોટો ભાગ અફગાનોએ કબજે કર્યો. વીસ હજાર મોગલ સૈનિકો નદીના પ્રવાહમાં ડૂબી મૂઆ. હુમાયુન મહા મુશીબતે પોતાના કેટલાક અંગત દોસ્તો સાથે એક ભીસ્તીની

સહાયથી બચ્યો. એ રીતે શેરશાહના વિશ્વાસઘાતથી હુમાયુનની પહેલી હાર થઇ.

હુમાયુન આગ્રે પહોંચ્યો. કામરાને જોયું કે શેરશાહ મોગલોને હાંકી કાઢી સામ્રાજ્ય હોઇયાં કરવા માગે છે; એટલે તેને પોતાની વર્તણુક માટે લજ્જા આવી, અને તેણે હુમાયુનની માફી માંગી. હુમાયુન બંડખોર ભાઇઓ સાથે સલાહ સંપ સ્થાપી લડવાની તૈયારી કરતો હતો, તેવામાં શેરશાહ આગ્રા પર ધસી આવેછે એવી ખબર આવી. પાદશાહે સેનાપતિ હુસેનને લશ્કર આપી સામો મોકલ્યો. તેણે કાલ્પી આગળ અફગાનોને હરાવી નસાડયા, અને તેમનો સમૂળગો નાશ કરવા માટે હુમાયુનને બીજા લશ્કર સાથે તેડાવ્યો. તે મુજબ હુમાયુન એક લાખનું લશ્કર લઇ કનોજ આગળ ગંગા પાર ઉતર્યો. એક માસ સુધી મોગલો અને અફગાનો લડાઇની પહેલ કર્યા વગર સામસામે પડી રહ્યા. પણ ત્યાર પછી હુમાયુનનો દગાખોર સેનાપતિ સુલ્તાન મીરજા મોહમદ લશ્કર સાથે શત્રુ પક્ષને જઇ મળ્યો. બીજા કટલાક સેનાપતિઓએ પણ તેનું અનુકરણ કર્યું ! થઇ રહ્યું ! હુમાયુનનું નસીબ સીવાઇ ગયું. હજુ જાણે તેની દુર્દશા ઓછી હોય તેમ એકાએક ચોમાસું જોરથી બેઠું ! મોગલોના તંબુ પાણીમય થઇ ગયા, શેરશાહે તે તકનો લાભ લઇ હલ્લો કર્યો. મોગલોનો સંપૂર્ણ પરાજય થયો, ને લશ્કરનો મોટો ભાગ ગંગાજીના પ્રચંડ પ્રવાહમાં નાશ પામ્યો. હુમાયુનનો ઘોડો ઘવાયો હતો તેથી તે એક હાથી પર બેસીને મહામુશીબતે પોતાનો પ્રાણ બચાવી નાઠો. આ રીતે બીજી વાર પણ વિશ્વાસઘાતથી જ હુમાયુન હાર્યો, ઇ. સ. ૧૫૪૦.

---

## *(૨૨) હુમાયુનને બચાવનાર ભીસ્તી

બકસર આગળ શેરશાહને હાથે પહેલી વાર હાર ખાધા પછી હુમાયુન પ્રાણુભયથી ગંગા નદીને તરી પાર જતો હતો, તે વખતે અધવચ તે થાકયો ને ડૂબવાની તૈયારીમાં હતો. તેવામાં નિજામુદ્દીન નામના એક ભીસ્તીએ પોતાની માશક પાદશાહને આપી તેનો જીવ બચાવ્યો. મશકની મદદથી હુમાયુન સામે પાર ગયો અને ભીસ્તી પર સંતુષ્ટ થઇને તેને કંઇક માગવાનું કહ્યું. એટલે ભીસ્તીએ હાથ જોડી પ્રાર્થના કરી કે "જહાપનાહ, જો આપ ખરેખરા સંતુષ્ટ થયા હો તો મને બાર કલાક (કોઇના મત પ્રમાણે બે કલાક) માટે ખરેખરો પાદશાહ બનાવો." પાદશાહ પોતાના પ્રાણ બચાવનારની એ વિચિત્ર માગણી પાછી ઠેલી શકયો નહિ. તેથી તેણે ભીસ્તીને તેમ કરવાનું વચન આપી આગ્રે આવવા જણાવ્યું. હુમાયુન આગ્રે પહોંચ્યો તે પહેલાં જ ભીસ્તી ત્યાં પહોંચી ગયો હતો. પાદશાહ આવતાં જ તે તેની મુલાકાતે ગયો. હુમાયુને પોતાનું વચન પાળ્યું અને ભીસ્તી ભાઇ આગ્રાની ગાદીએ બેઠા! શહેરમાં તેની આણ વર્તાઇ ને બાર કલાકમા તો તેણે કંઇક નવાજુની કરી દેખાડી. એણે નવા નવા હુકમો બહાર પાડયા, પોતાની મશક કાપી તેના ચામડાના શિક્કા બનાવી નાણાં તરીકે ચલાવ્યા. અને સૌથી મહત્વનું કાર્ય તો એણે એ કર્યું કે પાદશાહી ખજાનામાંથી લઇ જવાય તેટલું ધન પોતાનાં સગાં સંબંધીઓને આપ્યું ને પોતાનું ઘર પણ અચ્છી રીતે ભર્યું!

બાર કલાક પૂરા થતાં તે સિંહાસન પરથી ઉતર્યો, ને પાદશાહને સલામ કરી પોતાને ઘેર ગયો. હુમાયુન પણ એ ચબરાક ભીસ્તીની ચતુરાઇ જોઇ ખુશ થયો.

શેરશાહ જેવો પ્રબળ શત્રુ માથા પર ગાજતો હતો, તેવે વખતે પણ હુમાયુને આવો ખેલ થવા દીધો તે પરથી તેનો ગમતી સ્વભાવ સહજ જણાઇ આવે છે.

---

# *( ૨૩ ) હુમાયુનની હાડમારીઓ

હુમાયુન બીજી વાર હારી આગ્રે આવ્યો, પણ પ્રજાનું મન જોઇએ તેવું તેણે જીતી લીધેલું નહિ હોવાથી બીજું લશ્કર ઉભું કરવા તે અશક્ત નીવડયો. તેથી આગ્રા છોડી હુમાયુનને આશ્રય માટે આમ તેમ નાસવું પડયું. તે વખતની હુમાયુનની દુર્દશાની કહાણી વાચતાં પાષાણ હૃદય પણ પીગળી જાય. પૃથ્વીના અનેક રાજાઓને રસ્તાના ભીખારી થઇ અસહ્ય સંકટ સહેવાં પડયાં છે, પરંતુ આના જેવી હૃદયભેદક કહાણી જગતના ઇતિહાસમાં બીજે કયાંય દુર્લભ છે. હુમાયુનના પોતાના આશ્રિત જનો કે જેના પર તેણે પૂર્વે અનેક ઉપકારો કરેલા, તેમણે સઘળા ઉપકારો ભૂલી જઇ તેનો ચોખ્ખો અનાદર કર્યો. નહિ જેવા નાનકડા રાજાઓ તેને તુચ્છ-કારવા લાગ્યા. તેના પોતાના સહોદર ભાઇઓએ તો તેને કયારનો તરછોડયો હતો. જોધપુરના રાજા માલદેવે તેને આશ્રય આપવાની લાલચ બતાવી પકડવા પ્રયત્ન કર્યો, પણ સવેળા ચેતી જતાં હુમાયુન ત્યાથી નાઠો. રસ્તામાં તેનો ઘોડો થાકથી મરણ પામ્યો એટલે હુમાયુને તારદીબેગ નામના પોતાના એક અમીર કને ઘોડો માગ્યો. પરંતુ પાદશાહ તે વખતે એટલો બીચારો થઇ ગયો હતો કે તારદીબેગ જેવો એક સામાન્ય અમીર તેની અવગણના કરતાં ખંચાયો નહિ. લાચારીએ હુમાયુને ઉંટ પર બેસી આગળ ચાલવા માંડયું. છેવટે પાદશાહની દુર્દશાથી પીગળી એક જણે પોતાની માતાને ઘોડા પરથી ઉતારી તે ઘોડો તેને આપ્યો. એ રીતે ભૂખ, દુઃખ ને અપ-માનો સહેતો હુમાયુન પોતાના અનુયાયીઓ સાથે મારવાડના રણમાં દાખલ થયો. થોડા જ વખતમાં સાથેનું પાણી ખૂટવા આવ્યું ને સાથેનાં માણસો અસહ્ય તરસથી તરફડવા લાગ્યાં. કેટલાકના તો તરસથી રામ પણ રમી ગયા. એવામાં વળી શત્રુસૈન્યે પૂઠ પકડી છે એવી ખબર મળી. પરંતુ શત્રુઓ છેટે હોવાથી જેમ તેમ કરી

તે તેમના પંજામાંથી છટકી ગયો. થોડીક મજલ પછી એક કુવો આવ્યો, એટલે હુમાયુને પોતે પાણી પી પાછળ પાણી વગર તરફડતા માણસોને પાણી પહોંચાડયું. ત્યાંથી આગળ ચાલતાં થોડી વારે ફરી પાછું જળકષ્ટ ઉભું થયું. સાથમાંના ઘણાં માણસો તરસથી તરફડી મૂઆં, ને કુવો આવ્યો ત્યારે બાકીનાં પાણી પીવાની હોંસાતોંસીમાં માર્યા ગયા. માત્ર સાત જણાં બચવા પામ્યાં. તેમને લઇ હુમાયુન મહા મુશીબતે અમરકોટ પહોંચ્યો. ત્યાંના ઉદાર સોડા રાજાએ તેને સારો આશ્રય આપ્યો, ને દોઢ વરસ બરદાસ કરી ૧૫૦૦૦ માણસનું લશ્કર સિંધ જીતવા સારૂ આપ્યું. અહિં આગળ હુમાયુનની માનીતી રાણી હમીદાબેગમે ઇતિહાસ પ્રસિદ્ધ મહાન અકબરને જન્મ આપ્યો, ઇ. સ. ૧૫૪૨.

હુમાયુનનો સિંધ જીતવાનો પ્રયત્ન નિષ્ફળ નીવડયો, ને તે કંદહાર ભાગ્યો. કંદહારમાં તે વખતે મીરજા અસ્કરીનો અમલ હતો. તેણે પોતાના દુઃખી વડીલ બંધુને આશ્રય તો ન જ આપ્યો, પણ ઉલટો તેના પર હૂમલો કરી તેને પકડવાનો પ્રયત્ન કર્યો. હુમાયુન ત્યાંથી મુશ્કેલીએ છટકી ઇરાન ગયો. ત્યાંના શાહે તેને સારો આવકાર આપ્યો, એટલું જ નહિ પણ કંદહાર ને કાબુલ જીતવા સારૂ તેણે પોતાનું ૧૪૦૦૦ માણસનું લશ્કર પણ આપ્યું. એ લશ્કરની મદદથી હુમાયુને કંદહાર અને કાબુલ પોતાના બંડખોર ભાઇઓ પાસેથી જીતી લીધાં. ને તેમના ગુન્હાની ઉદારતાથી માફી આપી.

હવે હુમાયુનની હાડમારીઓનો અંત આવ્યો ને કાબુલમાં રહી તે હિંદનું ખોયેલું સામ્રાજ્ય પાછું મેળવવા માટે અનુકૂળ તકની રાહ જોવા લાગ્યો.

---

# *( ૨૪ ) હુમાયુન કરજમાંથી કેવી રીતે છુટયો ?

હુમાયુનની નાસભાગમાં જે કેટલાક સાથીઓ ઠેઠ લગી તેની સાથે રહ્યા હતા, તેમાં એક ધનાઢય શાહુકાર પણ હતો. એ શાહુકાર પાસેથી હુમાયુને પુષ્કળ કરજ કાઢયું હતું. હવે, જ્યારે મારવાડના રેતીના રણમાથી પસાર થતાં હુમાયુનના સાથને જળકષ્ટ સહેવું પડયું, ત્યારે એ શાહુકાર તરસથી એટલો બધો આકૂળ વ્યાકૂળ થઇ ગયો હતો કે તેના પ્રાણ નીકળી જવાની તૈયારીમાં હતા. તેનો છોકરો ચાંગળુ પાણી લઇ પિતાના નીકળી જતા પ્રાણને જેમ તેમ ટકાવવા પ્રયત્ન કરી રહ્યો હતો. તેવામાં તેમની આગળ ગયેલો હુમાયુન ત્યાંથી થોડેક છેટે આવેલા કુવેથી પાણીની મશક ભરી ત્યાં આવ્યો. શાહુકારને મૃત્યુના મુખમાં પડેલો જોઇ હુમાયુનને એકાએક એક વિચાર સુઝી આવ્યો. ઋણમુક્ત થવાની આશાથી શાહુકારની પાસે જઇને તેણે કહ્યું, "શેઠજી, મને તમારા ઋણમાંથી મુક્ત કરો તો તમારે જોઇએ તેટલું પાણી હું આપું." પાણીની ખરી કિંમત સમજેલો તે શાહુકાર તત્કાળ બોલી ઉઠયો "મારી અત્યારની અવસ્થામાં એક પવાલું પાણી પૃથ્વીના સઘળા ધન કરતા વધારે મૂલ્યવાન છે, તેથી જહાંપનાહની દરખાસ્ત મારે કબુલ મંજુર છે."

પછી હુમાયુને તે શાહુકારને પાણી આપ્યું, અને શાહુકારે તેને પોતાના કરજમાંથી મુક્ત કર્યો.

પાણીની ખરી કિંમત આવા સ્થળે જ સમજાય!

---

# *( ૨૫ ) શેરશાહનું બાલ્યજીવન

શેરશાહ ખંત અને ઉદ્યોગનો અવતાર હતો. તેનું મૂળ નામ ફરીદ. પરંતુ નાનપણમાં તેણે પોતાના હાથે એક વાઘનો વધ કર્યાથી તે શેરખાં કહેવાયો, ને હુમાયુનને હરાવી નસાડયા પછી શેરશાહ કહેવાયો. તેના બાપનું નામ હુસેન.

( ૧ )--શેરખાં સાત આઠ વર્ષનો થતાં એક દહાડો તેણે પોતાના પિતા પાસે જઇ પાદશાહ કનેથી પોતાને માટે કોઈ નોકરી મેળવી આપવા અરજ કરી. પણ એવડી નાની ઉંમરનો બાળક રાજકાજમા ખપ ન લાગે એમ વિચારી એના બાપે એને મોટો થતા લગી થોભવાનું કહ્યું. બાળક શેરખાંએ પિતાના ઉત્તરથી ઉદાસ થઇ માને પોતાની ઇચ્છા જણાવી. છેવટે તેની માતાના આગ્રહથી હુસેનખાં શેરને લઇ બાદશાહ કને ગયો ને પુત્રની ઇચ્છા જણાવી. બાળક શેરની રીતભાતથી બાદશાહ એટલો બધો ખુશ થયો કે તેણે એને એક ગામ ઇનામમાં આપ્યું અને ભવિષ્યમાં તેની ઇચ્છા પૂર્ણ કરવાનું વચન આપ્યું.

( ૨ )--હુસેનખાં બીજી એક સ્ત્રીના મોહમાં ફસાયો હતો, અને તેથી પોતાની ધર્મપત્ની અને તેનાં બાળકો પર તેનો જોઇએ તેવો પ્રેમભાવ ન હતો. બાળક શેરખાં પિતાના એવા આચરણથી ખોટું લગાડી અભિમાનપૂર્વક બાપની રાજધાની રાતોરાત છોડી જોનપુર જતો રહ્યો. તે પરથી હુસેને પોતાના પુત્રને સમજાવી પાછો મોકલી આપવા સારૂ જોનપુરના અધિપતિ જમાલખાંને ભલામણ લખી. તે મુજબ જમાલખાં તેને સમજાવવા આવતાં શેરખાંએ જવાબ આપ્યો કે, "જો વિદ્યાભ્યાસ માટે જ પિતાજી મને ત્યાં તેડાવતા હોય તો શિક્ષણ તો હું અહિં રહીને યે મેળવીશ. જોનપુરમાં વિદ્વાનોની ક્યાં ખોટ છે?" જમાલખાંએ તેના એ જવાબથી ખુશ થઇ તેને પોતાની ફોજમાં સૈનિકની જગા આપી, ને તેના અભ્યાસનો

બંદોબસ્ત પણ કરી આપ્યો. શેરખાંએ ઉત્સાહપૂર્વક અભ્યાસ કરી થોડા જ વખતમાં વ્યાકરણ, કાવ્ય, ધર્મશાસ્ત્ર, તેમજ યુદ્ધકળામાં પ્રવીણતા મેળવી. તેની ખ્યાતિ સાંભળી હુસેનખાં પુત્રને મળવા ઘણો જ આતુર થયો, ને મહા મહેનતે તેણે તેને મનાવ્યો. ત્રણ વર્ષે પિતા પુત્રનો ફરી મેળાપ થયો.

( ૩ )--યુવાવસ્થામાં શેરખાં રોજ પંદર કોસ શિકારની શોધમા પગપાળો જંગલમાં રખડતો. એમ કરતાં એક દહાડો તે લુંટારૂઓના હાથમાં સપડાયો ને લુંટારૂની ટોળીમાં સામેલ થયો. પછી એક દહાડો બીજા લુંટારૂઓની સોબતમાં તે એક હોડીમાં હતો, તેવામા અકાએક શત્રુઓએ હલ્લો કર્યો ને હોડી પાણીમાં ડૂબી. શેરખા એક સારો તારો હતો. ત્રણ કોસ જેટલું અંતર તરીને તેણે પોતાનો જાન બચાવ્યો. એ પછી એણે લુંટારાનો સાથ છોડી દીધો.+

---

## *(૨૬) શેરશાહનો કુટુંબપ્રેમ

શેરખાને જોનપુરથી મનાવી આણી હુસેનખાંએ પોતાની જાગીરનો સઘળો વહીવટ તેને સોંપી દીધો. શેરખાએ પણ પોતાની કાર્યકુશળતાથી જાગીરનો સારો બંદોબસ્ત કર્યો. અદલ ઇન્સાફથી એણે લોકોનાં મન જીતી લીધાં, ને ખેડુતો પરનો બોજો ઓછો કરી તેમને ઉન્નતિને રસ્તે ચઢાવ્યા. આથી શેરખાંની કીર્તિ સુગંધની માફક ચોમેર પ્રસરી ગઇ, ને જ્યાં ને ત્યાં તેની વાહવાહ બોલાવા લાગી.

પરંતુ શેરખાંની આ ઉન્નતિ અને કીર્તિ તેની ઓરમાન મા* સાંખી શકી નહિ. તે પોતાના પુત્રને રાજકારભાર સોંપવા માટે રોજ ઉઠી જુદી જુદી રીતે હુસેનને દમવા લાગી. છેવટે હુસેને તેનાથી

---

+ તવારીખ-ઇ-દાઉદી નામના ગ્રંથમાં આ બીનાનું વર્ણન છે, પણ એ બીનાની સચ્ચાઇ માટે કેટલાકને સંશય છે

* આ સ્ત્રી હુસેનખાંની પરણેલી સ્ત્રી નહોતી, પણ દાસી પત્ની હતી.

કંટાળી શેરખાંની પાસેથી વહીવટ લઇ લેવાનો સંકલ્પ કર્યો. શેરખાંને કાને આ વાતનો ઇશારો પહોંચતાં જ તે પોતાની મેળે સઘળો કારભાર છોડી દઇ આગ્રા તરફ ચાલ્યો ગયો. હવે શેરખાં તેના પિતાની જાગીરનો હક્કદાર વારસ હતો, તેમ અમીર ઉમરાવ અને લોકોનો પણ તે માનીતો હતો. તેણે ધાર્યું હોત તો તેનો અધિકાર એકાએક છીનવી લેવાની કોઇની દેણ નહોતી. પરંતુ પિતૃભક્ત અને કુટુંબપ્રેમી શેરખાંએ કુટુંબકલેશ ઉત્પન્ન કરવાનું યોગ્ય ધાર્યું નહિ.

હુસેનખાંના મરણ પછી શેરખાંએ પાદશાહ પાસેથી પોતાના પિતાની જાગીર પોતાના નામ પર ચઢાવી લીધી. શેરખાં જાગીરમાં આવ્યો ત્યારે તેના ઓરમાન ભાઇઓ જાગીરનો કબજો કરી બેઠા હતા. શેરખાંએ તેમના મનનું યોગ્ય સમાધાન કરી ગૃહકલહ થતો અટકાવ્યો.

---

## *( ૨૭ ) શેરશાહની ચાતુરી અને તેજસ્વિતા

બાબરશાહની ચંદેરીની સ્વારીમાં શેરખાં તેની સાથે હતો. તે વખતે મોગલસત્તાનું સઘળું રહસ્ય પામી જઇ તેના મનમા રાજ્ય-લોભ પેદા થયો. પોતાનો એ વિચાર એક વિશ્વાસુ મિત્રને જણાવતાં તેણે કહ્યું, " પાદશાહ પોતે રાજ્યનીતિકુશળ પુરૂષ છે એમા તો શક નહિ. પરંતુ આ દેશમાં તે નવોસવો આવેલો હોઇ અહિંની રાજ્યપદ્ધતિથી બીલકુલ અજ્ઞાન છે. મંત્રી જ બધો કારભાર ચલાવે છે. પોતે તો સ્વાર્થ પાછળ આંધળોભીંત થઇ લઢાઇઓમાં જ રચ્યો-પચ્યો રહે છે. રાજ્યના કલ્યાણ તરફ તેનું લક્ષ નથી. તેથી પ્રજાની ભક્તિ પણ તેના પ્રત્યે ન હોય એ સ્વાભાવિક છે. માટે આપણે જો માંહોમાંહેની ફાટફુટ પતાવી દઇ અફગાનોનું ઐકય જમાવીએ તો મોગલોની ભાગ્યલક્ષ્મી ફરીને અફગાનોને હાથ આવે. આ કાર્ય અત્યારે તો સ્વપ્ના જેવું લાગે છે, પણ વખત આવે જોઇશું કે

સફળતા મળે છે કે નહિ." શેરખાંની આ મતલબ બાબર કોઇ પણ રીતે પામી ગયો.

તે પછી એક દહાડો પાદશાહે શેરખાંને પોતાની સાથે જમવાને નોતર્યો. તે વખતે આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે શેરખાંના ભાણામાં માંસ વગેરે કઠણ પદાર્થો પીરસાયા, પણ ચમચા સિવાય બીજું કંઇ જ પુરૂં પાડવામાં આવ્યુ નહિ. શેરખાંએ નોકરને છરી લાવવાનો હૂકમ કર્યો. પણ બાબરના સંકેત મુજબ કોઇએ તેને તે લાવી આપી નહિ. શેરખાંએ આથી લેશ પણ ડઘાયા વગર કમરબંધમાથી છરો કાઢ્યો, ને તેના વડે ભાણામાના પદાર્થો કાપી તે બધા સાથે ખાવા લાગ્યો. તેનું આવું વિલક્ષણ આચરણ જોઇ સઘળી મંડળી ચકિત થઇ ગઇ. પણ શેરખાએ તે તરફ કિંચિત પણ લક્ષ આપ્યા વગર નિરાંતે આરોગ્યા કર્યું! તેના જમી રહ્યા પછી બાબરે મંડળીના માણસોને ઉદ્દેશીને કહ્યું, "આ જુવાન કદીપણુ પોતાના ધારેલા કામમાથી ચળનાર નથી. આગળ જતાં તે નામ કાઢશે."

આ પ્રસંગ પરથી શેરખાં ચેતી ગયો કે પોતાનો ગુહ્ય વિચાર કોઇ પણ માર્ગે પાદશાહના કળ્યામા આવ્યો છે, અને તેથી ત્યા રહેવું સલામત નહિ ધારી તે રાતોરાત પોતાની જાગીરમાં સટકી ગયો!

---

# ( ૨૮ ) સાધારણ જાગીરીમાંથી શેરશાહ પાદશાહી ઉભી શી રીતે કરી શકયો ?

સાધારણ જાગીરદારનો છોકરો શેરખાં પાદશાહી સિંહાસન પર ચઢવા ભાગ્યશાળી થયો એ કંઇ જેવી તેવી તાજુબી કહેવાય ? પણ તેનામાં તેવા ગુણ હતા. ઐકયનીતિને તેણે પોતાનો જીવન મંત્ર બનાવ્યો હતો. બાબરને હાથે ઇબ્રાહીમની હાર થતાં અફગાન શક્તિ છિન્નભિન્ન થઇ ગઇ હતી. શેરખાંએ વિચાર્યું કે સર્વ અફગાન બળ જો એક કેન્દ્રમાં એકઠું કરી શકાય તો જરૂર રાજ્ય-લક્ષ્મી ફરીને તેમના પર પ્રસન્ન થાય. માંહોમાંહેના કુસંપે જ અફ-ગાનોને નબળા બનાવ્યા હતા. તેથી શેરખાંએ પોતાના દાખલાથી તેમ શિખામણથી તે કારણને દૂર કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો, ને અંતે તેમાં તે ફાવ્યો પણ ખરો. એ રીતે અફગાનના એકત્રિત સંઘબળ ઉપર જ શેરખાંએ પોતાની ભાવિ ઉન્નતિની દીવાલ ચણી. ઐકયને તે એટલી બધી મહત્તા આપતો હતો કે પોતાના સામાન્ય સેવકોમાં પણ જો કલહની સહેજ ઝાંખી થતી તો તે જીવને જોખમે પણ તેનું નિવારણ કરવા પ્રયત્ન કરતો. વળી પરધર્મસહિષ્ણુતાનો ગુણ પણ તેનામાં અજબ હતો. તે જાતે ચુસ્ત મુસલમાન હતો, છતાં તેટલા કારણથી હિંદુઓને કદી યે કોઇ પણ બ્હાને તે કનડતો નહિ.

તેની ઉદ્યોગશીલતા પણ વખાણવા જોગ હતી. આળસને તે જરાએ અવકાશ આપતો નહિ. રાજ્યના એકેએક કામને તે જાતે બારીકીથી તપાસતો.

કોઇ પણ કાર્યને તે નજીવું ગણતો નહિ. વળી કોઇ પણ બાબ-તમાં તે અમલદારની કુશળતા પર સંપૂર્ણ આધાર રાખી પોતાને નિશ્ચિંત સમજતો નહિ, તે ઘણી વાર કહેતો કે " મારા સામાવાળી-આનો ( હુમાયુનનો ) મંત્રી પરનો સંપૂર્ણ આધાર જ મને રાજ્યા-

સન મેળવવામાં ખરેખર ખપ લાગ્યો. " અર્થાત્ કે સ્વાશ્રયની તે ઘણી જ કિંમત આંકતો.

નિયમિતતાનું મહત્ત્વ પણ શેરશાહ ઓછું આંકતો નહિ. સમયના તેણે ચાર સરખા ભાગ પાડયા હતાઃ—ન્યાય ને મુલકી વહીવટ માટે, લશ્કરી કામકાજ માટે, બંદગી માટે, ને વિશ્રામ તથા ચિત્તરંજન માટે. પ્રત્યેક વિભાગનું કામ અપવાદ વગર રોજ નિયમસર થતું

ચતુરાઇ અને બાહુબળ પણ શેરશાહની મદદમાં અલબત હતાં જ. પરંતુ એ બધા ય ગુણો એક માત્ર ઐક્યના અભાવે કાર્ય-સિદ્ધિ માટે નિષ્ફળ નીવડત.

મતલબ કે શેરશાહે ઐક્ય, ઉદ્યોગ ને ધર્મસહિષ્ણુતા વગેરે ગુણોની મદદથી જ પોતાની ઉન્નતિ સાધી હતી.

---

## *( ૨૯ ) શેરશાહની કુટિલતા

શેરશાહે પોતાની ઉન્નતિ સાધવામાં કુટિલ નીતિનો પ્રયોગ ઘણી વાર કર્યો છે. હુમાયુનની સામે એણે કરેલા વિશ્વાસઘાતનું વર્ણન તો પાછળ કરાઇ જ ગયું છે. તે સિવાય પણ બીજા ચાર પ્રસંગે તેણે તે શસ્ત્ર તેવી જ કુશળતાથી વાપર્યું હતું.

( ૧ ) જોનપુરનો સુલ્તાન મહમૂદ હુમાયુનથી હારી આમતેમ નાસતાં મોટા લશ્કર સાથે બિહારમાં દાખલ થયો. તે વખતે બિહાર પર શેરખાંએ પોતાનો અધિકાર જમાવ્યો હતો. મહમૂદની ગતિ રોકવા જેટલી શેરખાંમાં શક્તિ નહોતી. તેથી તે પોતાના સૈન્ય સાથે તેને મળી ગયો, શેરખાંના એ વર્તનથી સુલ્તાન મહમૂદ ખુશ થયો, અને જોનપુર પાછો ફર્યો ત્યારે શેરખાંને બિહારનો સુબો નીમતો ગયો. જોનપુર જીત્યા પછી મહમૂદે લખનૌ સુધીનો મોગલ

પ્રદેશ તાબે કર્યો, તે પરથી હુમાયુન લશ્કર સાથે તેને સજા કરવા આવ્યો. એ પ્રસંગે શેરખાં સુલ્તાન મહમૂદના પક્ષમાંથી અચાનક ફુટી શત્રુને મળ્યાથી મહમૂદની સજ્જડ હાર થઇ.

( ૨ ) હુમાયુનને હાથે બંગાળામાં હાર ખાધા પછી શેર-ખાંએ લઢવાની ફરી તૈયારી કરવા માંડી, તે વખતે તેણે પોતાના કુટુંબને કોઇ સુરક્ષિત સ્થળમાં રાખી જવાનું દુરસ્ત ધાર્યું. રોટસનો કિલ્લો ઘણો મજબૂત હતો અને ત્યાંના રાજા વીરકેશ સાથે શેરખાંને મૈત્રી હતી. તેથી તેણે રાજાને કહાવી મોકલ્યું કે "હું ફરીને બંગાળા જીતવા જાઉં છું. મારા કુટુંબ તથા ખજાનાને તમારા અભેદ્ય કિલ્લામાં આશ્રય આપો તો મને તે તરફની નીરાંત વળે." રાજાએ મૈત્રી સંબંધ વિચારી કહો, કે તેના ખજાનાથી લોભાઇ કહો, પણ તેની માગણી સ્વીકારી. શેરખાંએ સ્ત્રીઓ અને ખજા-નાને બદલે ડોળીઓમાં તથા ઉંટપરની ગુણોમાં સૈનિકોને સંતાડી ગઢમાં દાખલ કર્યા અને અકસ્માત છાપો મારી કિલ્લો તાબે કર્યો!

( ૩ ) માળવાની અંદર આવેલા રાયસેનના કિલ્લાને શેરશાહે ઘેરો ઘાલ્યો. તે વખતે ત્યાંના રજપુતોએ પોતાના જાનમાલ બચાવવાની શરતે કિલ્લો સ્વાધીન કરવાની મરજી બતાવી. શેરશાહે તે વાત કબૂલ કરી. પછીથી પોતાની કબૂલાત જાણે ભૂલી ગયો ન હોય તેમ ત્યાંના સઘળા કિલ્લેદારોને તેણે ઘાતકી રીતે કાપી નાંખ્યા!

( ૪ ) જોધપુરના રાજા માલદેવ પરની ચઢાઇમાં જ્યારે વિજય મળવાની આશા ન રહી, ત્યારે શેરશાહે રજપુતોમાં ફુટ પાડવાનો પ્રયત્ન કર્યો. તેણે કેટલાક બનાવટી કાગળ તૈયાર કરાવી તેમાં જાણે માલદેવનો એક સરદાર ફુટીને પોતાને મળી જવા માગતો હોય તેવી મતલબનો સમાવેશ કર્યો, અને પછી તે કાગળો રાજાના હાથમાં જાય તેવી યુક્તિ રચી. માલદેવના હાથમાં તે

કાગળો જતાંજ સરદાર પર તેને અણવિશ્વાસ ઉપજ્યો. સરદાર કુન્ત ઘણા તેજસ્વી સ્વભાવનો હતો, તેણે પોતાની નિર્દોષતા સાબીત કરી આપવા પોતાના દશ હજાર સૈનિકો સાથે ગઢ બહાર નીકળી શેરશાહ પર પ્રચંડ હુમલો કર્યો, ને અફગાન લશ્કરની પુષ્કળ ખરાબી કરી. અંતે મહા કષ્ટે શેરશાહ પોતાની મૂછ જેમ તેમ ઉંચી રાખી પાછો ફર્યો.

---

# *( ૩૦ ) શેરશાહના ચાર સંકલ્પો

શેરશાહે પાંચ વર્ષ પાદશાહી સિંહાસન ભોગવ્યું. કહે છે કે એકવાર તેના એક દરબારીએ કહ્યું કે "જહાંપનાહના વાળે સફેદ રંગ ધારણ કર્યો છે." તે પર શેરશાહે ઉત્તર વાળ્યો કે "હા. જીવનના સાયંકાળમાં મને રાજ્ય પ્રાપ્તિ થઇ છે."

પાદશાહ થયા પછી શેરશાહે ચાર કાર્ય કરવાનો સંકલ્પ કર્યો હતોઃ—

( ૧ ) પોતાના મૂળ વતન રોહનો પ્રદેશ ઉજ્જડ કરી ત્યાંના રહેવાસીઓને લાહોર અને શિવાલિકના મધ્ય પ્રદેશમાં વસાવવા. એમ કરી મોગલોના હુમલાને અટકાવવાનો તેમજ તે તરફના પહાડી જમીનદારો પર દાબ રાખવાનો એનો હેતુ હતો.

( ૨ ) લાહોર નગરને જમીનદોસ્ત કરવુંઃ બહારના શત્રુ હિંદમાં દાખલ થતાં જ પ્રથમ રસ્તામાં આવતા લાહોરને સર કરતા, અને એવું મોટું નગર એકવાર કબજે થતાં શત્રુઓને ફોજ તેમજ રસદ (ખોરાકી) મેળવતાં અડચણ પડતી નહિ, એટલું જ નહિ પણ નાસવાનો પ્રસંગ આવતાં તેમનો નાસવાનો રસ્તો પણ ચોખ્ખો રહી શકતો. એટલા માટેજ લાહોરનો નાશ કરવાનો શેરશાહનો મનસુબો હતો.

( ૩ ) મક્કાની હજે જનારાઓની સોઇ માટે સરાઇના જેવાં મોટાં પચાસ જહાજ બંધાવવાં.

( ૪ ) પાણીપતમાં સુલતાન ઇબ્રાહિમ લોદીનું કબ્રસ્તાન બંધાવી તેની સામેજ પોતાને હાથે મરાયલા મોગલ સેનાપતિઓનું બીજું કબ્રસ્તાન બંધાવવું: એમ કરવામાં પઠાણોની પ્રીતિ સંપાદન, અને મોગલો પર પોતે મેળવેલા વિજયનું સ્મારક કરવા એ એનો મુદ્દો હતો.

શેરશાહના આ ચાર સંકલ્પો તેની રાજ્યનીતિમાં કુશળતા અને ધર્મ પ્રત્યેનો પ્રેમ તથા દીર્ઘદૃષ્ટિ દર્શાવે છે. પરંતુ અનુકૂળ અવકાશના અભાવે અને ટુંકી જીંદગીને લીધે એ ચારેમાંથી એકે સંકલ્પ તેનો પાર પડી શકયો ન હતો; અને એટલા માટે મૃત્યુ પહેલાં એણે અતિશય ખેદ પ્રગટ કર્યો હતો.

---

## ( ૩૧ ) શેરશાહની રાજ્યવ્યવસ્થા ને તેનાં લોકોપયોગી કામો

શેરશાહે પોતાના સામ્રાજ્યને અનેક પરગણાંમાં વહેંચી નાખ્યું હતું. પ્રત્યેક પરગણા માટે પાંચ અમલદારો હતા. તેમાં ઓછામાં ઓછો એક વિચારક (મુન્સફ) અને એક હિંદુ પટવારી ( હિસાબી અમલદાર ) તો અવશ્ય રહેતા. અમલદાર અને પ્રજા વચ્ચે કોઈ વિરોધ ઉભો થતો તો તેનો ફેંસલો વિચારક કરતો. ન્યાય કેવળ ઇસ્લામ ધર્મશાસ્ત્ર પ્રમાણે જ નહોતો થતો. અલાયદા ફોજદારી ને દીવાની કાનુનો ઘડાયલા હતા. ખેડાણ જમીનના વિસ્તાર ને પાકની સ્થિતિ મુજબ દર વર્ષે સરકાર ધારો નવેસર નકકી કરવાનું ધોરણ શેરશાહે દાખલ કર્યું હતું. કોઇ પણ અમલદાર બે વરસ કરતાં વધારે સમય એકને એક ઠેકાણે રહી શકતો નહિ. બે વરસને અંતે પ્રત્યેક અમલદારની અવશ્ય બદલી થતી. શેરશાહના રાજ્યમાં ચોર

લુંટારાનો ત્રાસ સંપૂર્ણ નષ્ટ થયો હતો. તેમજ તેના પ્રબળ પ્રતાપ આગળ કોઇપણ ઇસમ બંડ મચાવવાની છાતી ચલાવી શકયો ન હતો. તેની કડક શાસનપદ્ધતિથી ટંટાખોર અફગાન લોક પણ શાંતિ અને સલુકાઇથી વર્તતાં શીખ્યા હતા. શેરશાહ માત્ર પાંચ જ વર્ષ સામ્રાજ્ય સુખે ભોગવી શકયો. પરંતુ એ ટુંક મુદતમાં પણ તેણે એક સરસ ને સંગીન શાસનપદ્ધતિ અમલમાં આણી હતી.

શેરશાહે પ્રજાના કલ્યાણ માટે પણ ઘણાં ઉપયોગી કાર્યો કર્યા છે, જેની કીર્તિનાં કિરણો હજુ પણ ચળકે છે. તેણે બંગાળાથી તે સિંધુ નદી સુધીનો લાંબો ઘોરી રસ્તો બંધાવ્યો હતો. તે રસ્તાની બંને બાજુએ ઠેકાણે ઠેકાણે કુવાઓ અને મુસાફરખાનાં હતાં. તે સિવાય રસ્તાની બાજુ પર અનેક સુંદર મસ્જીદો બાંધેલી હતી અને તેની અંદર એક કુરાન વાંચનાર અને એક મોલવીની વ્યવસ્થા રાખી હતી. તેમના હુકમથી હરકોઇ મુસાફરને–જાતિ કે ધર્મના ભેદ વગર–જોઇતું સીધું મફત મળતું. મુસાફરોનું તાપથી રક્ષણ કરવાને માટે સડકની બંને બાજુએ મોટાં ઝાડ રોપાવ્યાં હતા. વળી રાજ-કાજ તથા વેપારની સવડ માટે ઘોડાની ટપાલવ્યવસ્થા પણ એણે દાખલ કરી હતી.

શેરશાહે પોતાની હયાતિમાંજ પોતાની જન્મભૂમિ શેસારામમાં પોતાને માટે એક સુંદર કબર બંધાવી રાખી હતી, અને તેની શોભામાં વધારો કરવા માટે તેની આસપાસ એક માઇલના વિસ્તારનું વિશાળ તળાવ બંધાવ્યું હતું. શેરશાહના વૈભવનું આ સુંદર સ્મારક અત્યારે પણ જેવું ને તેવું કાયમ છે.

---

# *( ૩૨ ) શેરશાહે ચોર લુંટારાનો ત્રાસ શી રીતે ટાળ્યો ?

ચોર લુંટારાનો ત્રાસ નાબુદ કરવા શેરશાહ જે યુક્તિઓ કામે લગાડતો તે જાણવા જેવી છે.

( ૧ ) એક વેળા શેરશાહનો મુકામ થાણેશ્વરમાં હતો. તે વખતે તેની છાવણીમાંથી એક ઘોડાની ચોરી થઈ. તે પરથી તેણે પોતાની છાવણીથી ફરતા પચાસ માઇલના ઘેરાવામા જેટલા જમીનદાર હતા તે બધાને જોખમદાર ગણી દાંડી પીટાવી કે " ત્રણ દિવસમાં જો ચોરાએલો ઘોડો હાજર કરવામાં નહિ આવે તો પ્રત્યેક જણને દેહાન્ત દંડની સજા કરવામાં આવશે."

( ૨ ) એક ગામ પાસેના એક બીડમાં એક વખતે એક મનુષ્યનું મડદું પડેલું મળી આવ્યું. તે મનુષ્યનું કોઇએ ખૂન કર્યું હતું. એ બીડના માલકી હક સંબંધમાં આસપાસનાં ગામો વચ્ચે તકરાર ચાલતી હતી. કયા ગામના લોકોએ ખૂન કર્યું હતું તેનો નિર્ણય થઇ શકયો નહિ. તેથી પાદશાહે તે ખૂનના સ્થળ પાસેનું એક ઝાડ કાપી નાખવાનો ગુપ્ત હુકમ કર્યો. સાથે સાથે એવું પણ ફરમાવ્યું કે એ કામમાં જે કોઇ અડચણ કરવા આવે તેને પકડીને તત્કાળ પાદશાહની હજુરમાં આણવો. ઝાડ કપાવા માડયું એટલે પાસેના એક ગામના એક મનુષ્યે આવી તેમ ન કરવાને જણાવ્યું. એટલે તરતજ પાદશાહના માણસો તેને પાદશાહ પાસે પકડી ગયા. પાદશાહે તે પકડાએલા આદમીને સંબોધી કહ્યું, "ત્હારા ગામથી આટલે દૂર આવેલા એક ઝાડને કાપવાની ખબર તને પડી શકી, અને તે જ ઠેકાણે બનેલા ખૂન જેવા વધારે ગંભીર બનાવથી તું અજાણ રહી શકે એ બને જ કેમ ? ત્રણ દિવસની મુદતમાં ખૂનીને પકડીને રજુ કરવામાં નહિ આવે તો ત્હારા ગામનાં સઘળાં જ રહેવાસીઓને ગરદન મારવામાં આવશે."

આશ્ચર્ય છે કે ઉપલા બંને અપરાધીઓ પકડાયા અને તેમને યોગ્ય સજા થઇ!

શેરશાહની આવી સરળ પણ સચોટ યુક્તિઓથી પ્રત્યેક જણ પોતાની જુમ્મેદારી સમજવા લાગ્યું ને અપરાધી લોકોને આશ્રય મેળવવાનું સ્થાન દુર્લભ થઇ પડયું!

---

## ( ૩૩ ) શેરશાહનું ચારિત્ર

બુંદેલખંડમાં આવેલો કલિંજરનો કિલ્લો લેતાં તેનો દારૂગોળો એકાએક સળગી ઉઠવાથી શેરશાહનું મરણ થયું, ઇ. સ. ૧૫૪૫.

હિંદુસ્તાનના મુસલમાન બાદશાહોમાં શેરશાહ એક ન્યાયી ને પ્રજાપ્રેમી રાજા થઇ ગયો. અફગાનોમાં ઐકયબળ જમાવી ખંત, ઉદ્યોગ અને બાહુબળથી તે સાધારણ જાગીરીમાંથી પાદશાહના સિંહાસને ચઢયો હતો. તેની રાજ્યવ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી. ડહાપણ અને ચતુરાઇથી તેણે ચોર લુંટારાનો ભો ટાળ્યો હતો. કહેવાય છે કે એના રાજ્યમાં એક ઘરડી ડોશી પણ ખુલ્લી રીતે માલમતા લઇ એક જગ્યાએથી બીજી જગ્યાએ નિર્ભયપણે જઇ શકતી. રેલ્વે ને તાર જેવાં સુધરેલાં સાધનોની ગેરહાજરીના દિવસોમાં પણ શેરશાહ પોતાની ટુંકી કારકિર્દીમાં આવો ઉત્તમ બંદોબસ્ત કરી શકયો એ તેની જેવી તેવી રાજ્યકુશળતા ન કહેવાય!

શેરશાહે ખેડુતોનો બોજો ઓછો કરી તેમજ તેમને નાણાં વગેરેની મદદ કરી તેમની તથા રાજ્યની આબાદી વધારી હતી. પ્રજાના કલ્યાણ માટે તેણે ધોરી રસ્તા, મુસાફરખાનાં, વાવ, કુવા, નહેરો વગેરે નિર્માણ કર્યા હતાં. વળી તેણે ઘોડા પર ટપાલ લઇ આવવા જવાની વ્યવસ્થા પણ દાખલ કરી હતી. તે વિદ્વાન અને ધર્મિષ્ટ હોવા સાથે

ધર્મસહિષ્ણુ પણ તેવો હતો. તેના રાજ્યમાં હિંદુ મુસલમાનનો ભેદ નહોતો; બંનેને સરખો જ ઇન્સાફ મળતો. તે ઘણીવાર કહેતો કે “ અદલ ઇન્સાફ એ જ રાજ્યરક્ષાનો ઉત્તમ ઉપાય છે; નિર્દોષ નબળાં-પોચાંને પીડી તથા અત્યાચારી સબળોની પીઠ થાબડી હું કદી પણ ન્યાયભ્રષ્ટ નહિ થાઉં.”

શેરશાહનું ચારિત્રબળ પણ ઘણા ઉંચા પ્રકારનું હતું. હુમાયુનની પહેલી હાર વખતે તેની એક રાણી તેના હાથમાં કેદ પકડાઇ હતી. પણ તેને કોઇ જાતની હેરાનગતિ પહોંચાડયા વગર માનભેર તેણે તેને આગ્રા મોકલી આપી હતી. શેરશાહના ચારિત્રમાં આ ઉજ્વળ બાજુ સાથે કાળી બાજુ પણ છે. પોતાનો સ્વાર્થ સાધવા માટે તેણે અનેક વિશ્વાસઘાતો કર્યા હતા. વિશ્વાસઘાતની નીતિને જ તેણે પોતાની ઉન્નતિનું મુખ્ય શસ્ત્ર બનાવ્યું હતું એમ કહીએ તો યે ચાલે. તોપણ બીજાને હાથે તેવું આચરણ તે કદી સાંખી શકતો નહિ. પ્રજા પૈકી તેવું પાપાચરણ કરનારને તે કડક શિક્ષા કરતો.

છળ કપટ એ કુટિલનીતિ છે, ને રાજકાજમાં તે વાપરવાની છૂટ છે, એવી તે કાળની માન્યતા હતી. તેથી શેરશાહનાં વિશ્વાસઘાતી કૃત્યોને તે જમાનો ભાગ્યે જ ખાસ દોષરૂપ ગણત, એ ખ્યાલમાં રાખીએ તો શેરશાહ એક પ્રજાહિતેચ્છુ ને ન્યાયી રાજા હતો એમ સ્વીકાર્યા વગર નહિ ચાલે.

# ( ૩૪ ) આદિલશાહે રાજ્યપદ કેવી રીતે મેળવ્યું ?

શેરશાહના મરણ પછી તેનો પુત્ર જલાલખાં સલીમશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેના ખરાબ આચરણથી અમીર ઉમરાવ કંટાળી ગયા. શેરશાહના વખતમા ઉમરાવો અને પાદશાહ વચ્ચે જે સારો સંબંધ સ્થપાયો હતો તે સલીમશાહના બદવર્તનથી અલોપ થયો. તે શૂરો હતો પણ તેનામા બુદ્ધિ ઝાઝી નહોતી. બાપે જે શાસનપદ્ધતિ શરૂ કરી હતી તેનાથી ઉલટી પદ્ધતિએ કામ લેવાથી કીર્તિ સ્થાપન કરી શકાશે એવી એની મૂર્ખ માન્યતા હતી. પ્રજાના હિતની ઝાઝી દરકાર તેને નહોતી. નવ વર્ષ રાજ્ય કરી સલીમશાહ મરણ પામ્યો. શેરશાહનાં અધૂરાં રહી ગયેલાં કામો એણે પૂરાં કરાવ્યાં હતાં. દિલ્હીમાં એણે બંધાવેલો મહેલ સલીમગઢ નામે મશહૂર છે.

સલીમ પછી તેનો બાર વર્ષનો કુંવર ફિરોજશાહ ગાદીએ બેઠો. મહમદ નામનો શેરશાહને એક ભત્રીજો હતો. તેની બેન સાથે સલીમ પરણ્યો હતો, અને ફિરોજ એ તેમના લગ્ન સંબંધનું ફળ હતું. મહમદ ફિરોજનો મામો થતો હતો, છતા રાજ્યલોભથી પ્રેરાઇ એણે સલીમના મરણને ત્રીજે જ દિવસે ફિરોજનો વધ કર્યો, ને પોતે મહમદ આદિલશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. સલીમની હયાતિમા જ મહમદનો ડોળો રાજ્ય પર થયો હતો અને સલીમ તે જાણતો પણ હતો. એટલા માટે તેને મારી નાંખીને ફિરોજને નિષ્કંટક કરવાનો તેણે એકવાર મનસુબો પણ કર્યો હતો. પરંતુ તેની રાણીએ ભ્રાતૃપ્રેમથી પ્રેરાઇ તેનો વધ થતો અટકાવ્યો હતો. તે બિચારી માનતી હતી કે પોતાનો ભાઇ બસ મોજ મઝામાં જ ગુલતાન છે, ને રાજ્યની એને લાલસા સરખી નથી. પરંતુ સલીમના મરણ પછી એનું ખરૂં સ્વરૂપ જ્યારે એણે જોયું, ત્યારે તો તે હબકી જ ગઇ. મહમદ ઉઘાડી તરવારે જ્યારે ભાણેજનો વધ કરવા આવ્યો,

ત્યારે બિચારો ફિરોજ ગભરાઇ માતાની કોટે વળગી પડ્યો. તે છતાં રાજ્યલોભથી કંસ સ્વરૂપ બનેલા તે મામાએ પોતાનું દુષ્ટ કૃત્ય પુરૂં કર્યું જ!

તેણે ધારણ કરેલા બિરદ ('આદિલ') નો અર્થ ન્યાયપરાયણ થાય. પરંતુ તેનું વર્તન તેવું ન હોવાથી લોકો તેને આદલિ કહેતા, અને ગામડીઆ લોકો બિચારા શુદ્ધ ઉચ્ચાર નહિ કરી શકતા હોવાથી એને "આન્દેલી" (અંધ) કહી સંબોધતા.

# *( ૩૫ ) દિલ્હીના સિંહાસનની ડગમગ સ્થિતિ

અથવા

# હુમાયુને હિંદુસ્તાન ફરી કેવી રીતે જીત્યું ?

શેરશાહ પછી થએલા સલીમશાહના મરણ પછી દિલ્હીની પાદશાહી ગાદી માટે પાંચ ઉમેદવારો ઉભા થયા. સલીમના શાહજાદા ફિરોજને મારી આદિલશાહ તો પાદશાહ થઇ ચૂકયો હતો. તેવામાં તેની બિહારમાંની ગેરહાજરીનો લાભ લઇ તેનો બનેવી ઇબ્રાહિમ સૂર આવ્યા અને દિલ્હી પચાવી પડયો. તે જ અરસામાં વળી આદિલના બીજા બનેવી સિકન્દરસૂરે પંજાબમાં સ્વાધીનતાનો ઝુંડો ફરકાવી દિલ્હી ભણી કૂચ કરી, ને ઇબ્રાહિમને હરાવી દિલ્હીની ગાદી લીધી. એટલે ઇબ્રાહિમે નાસી જઈ ફરીને લઢવાની તૈયારી કરવા માંડી. એ જ વખતે વળી બંગાળાનો સુબેદાર મહમૂદ સૂર પણ તેવી જ ઇચ્છાથી પ્રચંડ સૈન્ય સાથે બહાર પડયો. અફગાનોની આ ફાટફુટનો લાભ લેવા હુમાયુન પણ તે જ તકે મોગલ લશ્કર લઇ હિંદમાં પેઠો.

આ રીતે (૧) આદિલશાહ (૨) ઇબ્રાહિમ (૩) સિકન્દર (૪) મહમૂદ અને (૫) હુમાયુન—એ પાંચ હરીફોએ હિંદની રંગભૂમિ પર દિલ્હીના તખ્ત માટે રસાકસી આરંભી. તેમાં સિકન્દરે ઇબ્રાહિમ પાસેથી દિલ્હી લીધી તેને બીજે જ દહાડે હુમાયુને આવી તેને ઢોળી પાડયો ને દિલ્હીમાં મોગલ સત્તા સ્થાપી. ઇબ્રાહિમ દિલ્હી ભણી ઉપડતો હતો તેવામાં જ આદિલના સેનાપતિ હેમૂએ આવીને તેને આંતર્યો, ને તેના લશ્કરનો સંપૂર્ણ નાશ કરી નાખી તે ફરીને માથું ઉંચું ન કરી શકે તેવી સ્થિતિએ તેને પહોંચાડયો. હેમૂ ઇબ્રાહિમના હાલહવાલ કરી દિલ્હી જવાની તૈયારીમાં હતો, તે જ વખતે દિલ્હીમાં ફરી મોગલ સત્તા સ્થપાયાની ખબર આવી પહોંચી અને તે જ ટાંકણે મહમદ સૂર પણ લશ્કર સાથે બહાર પડયો હતો. તેથી આદિલશાહે હેમૂને તુરત માટે ચૂનાર પાછો બોલાવી લીધો ને પ્રથમ મહમૂદને

દાબી દેવાનું દુરસ્ત ધારી તેની તરફ મોકલ્યો. હેમૂએ મહમૂદને હરાવીને માર્યો. એટલે હવે પાંચ હરીફોમાંથી માત્ર બે જ બાકી રહ્યા. ( ૧ ) હુમાયુન અને ( ૨ ) આદિલ. તે પૈકી ભાગ્યદેવી મોગલો પર પ્રસન્ન થઇ. પાણીપતના જંગમાં હેમૂ બહાદુરીથી લઢવા છતાં હાર્યો, ને હિંદમાં મોગલ અમલ નિષ્કંટક રીતે ફરીને સ્થપાયો, ઇ. સ. ૧૫૫૫.

---

## ( ૩૬ ) હુમાયુનનું અકસ્માત મરણ અને ચારિત્ર

દિલ્હીમાં ફરી મોગલ સત્તા સ્થાપ્યા પછી હુમાયુન ઝાઝું જીવવા પામ્યો નહિ. એક સાંજે તે પોતાના મહેલની અગાશી પર પવન ખાતો ટહેલતો હતો. તેવામાં નમાજનો વખત થયો જાણી તે પાછો નીચે ઉતરતો હતો. તે જ ઘડીએ મુલ્લાંજીની બાંગ સંભળાઇ એટલે તુરતજ તે કલમા પઢતો આરસની સીડીના પગથીઆ પર જ બેસી ગયો. બાંગનો અવાજ પૂરો થતાં જેવો તે ઉભો થવા ગયો કે તેનો પગ લપસ્યો ને હેઠે પડયો. આ અકસ્માત પ્રાણઘાતક નીવડયો ને હુમાયુનની જીવનદોરી ખલાસ થઇ, ઇ. સ. ૧૫૫૬. તેના શબને જમનાજીના કાંઠે પાદશાહને યોગ્ય સન્માન સાથે દફનાવવામાં આવ્યું. તે ઠેકાણે અકબરે સંગેમરમરની સુંદર કબર બંધાવી છે, જે તેની બાંધણીની ખૂબી અને સાદાઇ માટે હજી પણ વખણાય છે.

મૃત્યુ સમયે હુમાયુનની ઉંમર એકાવન વર્ષની હતી. તેમાં કાબુલ ને દિલ્હીમાં મળી કુલ પચીસ વરસ એણે રાજ્ય ભોગવ્યું. તેના શરીરનો બાંધો મજબૂત ને ઉંચો હતો. હુમાયુનનું જીવનવૃત્તાંત એક નવલકથા કરતાં પણ વધારે રહસ્યમય છે. ભાગ્યદેવી એક ઘડીએ તેને પ્રસન્ન થતી તો બીજી જ ઘડીએ તેને આફતના ઉંડા ખાડામાં ધકેલી દેતી. તેની જીંદગીનો પ્રથમ ભાગ સુખમાં ગયો હતો, પણ

ગાદીએ બેસતાં જ તેના નસીબનાં ચક્કર અવળાં ફરવા માંડયાં. તે પછી શાન્તિ કે સુખ તે કદાપિ ભોગવી શક્યો નહિ. તેના જેવી ભાગ્યની ઉલટાસુલટી પૃથ્વીના બીજા નરપતિએ ભાગ્યે જ અનુભવી હશે! હુમાયુનનું જીવન ભ્રાતૃપ્રેમનું સુંદર દૃષ્ટાન્ત છે. પણ કમનસીબે તેનો એ અગાધ પ્રેમ જ તેનાં અનેક સંકટોનું મૂળ નીવડયું હતું.

તેનો સ્વભાવ કોમળ, પરોપકારી, ક્ષમાશીલ ને ધર્મભિરુ હતો. તેનો ધનભંડાર પ્રતિભાશાળી મનુષ્યોને માટે સદા યે ખુલ્લો રહેતો. તેના સદાચરણે સઘળાંનાં દીલ જીતી લીધા હતાં. યુદ્ધકળામા પણ હુમાયુન કુશળ હતો. તેનો ઉદ્યમ અને ખંત પણ વખાણવા જેવાં છે. શેરશાહને હાથે થયેલા તેના પરાજયો પરથી તેની શૂરવીરતા અને યુદ્ધકુશળતા માટે કેટલાક શંકા ઉઠાવે છે; પણ ખરી રીતે જોતાં તેના એ પરાજય, તેની વીરતા કે યુદ્ધ કુશળતાની ખામીને લીધે નહિ, પણ વિશ્વાસઘાત અને અવળા ભાગ્યને લીધે જ થયા હતા. તેનો સ્વભાવ અત્યંત દયાળુ ન હોત, તો તે એક સુયોગ્ય શાસનકર્તા તરીકે પંકાયો હોત.

---

# *( ૩૭ ) શૂરવીર હેમૂ

હેમૂનું આખું નામ હેમચંદ્ર હતું. તે રજપુતાનાનો રહીશ હતો. શરીરે તે સશક્ત અને કદાવર હતો. જાતનો તે વાણીઓ ( કેટલાકના મત પ્રમાણે કાછીઓ ) હતો. પહેલાં તે દિલ્હીમાં એક દુકાન માંડી તે વડે નિર્વાહ કરતો હતો. તે અરસામાં તેને કોઇ પણ કારણસર મહમદ( પાછળથી–આદિલશાહ )નો પ્રસંગ પડયો. મહમદનું મન તેણે ઝટ હરી લીધું, ને પોતાના ગુણોને લીધે તે ધીમે ધીમે તેનો અત્યંત વિશ્વાસુ ને માનીતો મિત્ર થઇ પડયો. મહમદે ગાદી પર બેસતાં જ તેને મુખ્ય મંત્રીનો હોદ્દો આપી સર્વ રાજ્ય કારભાર તેને હવાલે કર્યો. એ રીતે સામાન્ય દુકાનદાર હેમૂ ભાગ્યબળથી પાદશાહના વજીર પદે પહોચ્યો!

આદિલશાહ લંપટ અને વિલાસી હતો. રાજકાજમાં તેનું લક્ષ મુદ્દલ નહોતું. તેથી રાજ્યનો ખરો કરતા કારવતા હેમૂ જ હતો. આદિલની ખરાબ ચાલથી સરદારો નારાજ થયા ને ઠેર ઠેર બંડ ઉઠવા લાગ્યાં. પહેલું બંડ ચૂનારમાં થયું. તે સમાવવા આદિલને લઇ હેમૂ બિહારમાં ગયો. તે તકનો લાભ લઇ ઇબ્રાહિમ સૂર નામનો આદિલનો એક બનેવી દિલ્હી ને આગ્રા પચાવી બેઠો. હેમૂએ બિહારમાં રહી દિલ્હીનું સિંહાસન બંડખોર પાસેથી જીતી લેવાની તૈયારી કરી; પણ એટલાગાં હુમાયુને તે જીતી લીધાથી હેમૂ ત્રીસ હજારનું રણકુશળ લશ્કર લઇ મોગલો સામે લડવા નીકળ્યો. રસ્તે આવતું આગ્રા જીતી લઇ હેમૂ મારતે ઘોડે દિલ્હી આવી ખડો થયો. તે વખતે હુમાયુનનો અકસ્માત કાળ થયો હતો, ને અકબર પંજાબમાં રોકાયલો હોવાથી દિલ્હી તારદીબેગ નામના સેનાપતિના અધિકારમાં હતું. તેને હરાવી હેમૂએ દિલ્હી કબજે કર્યું; અને મહારાજાધિરાજ વિક્રમાદિત્ય નામ ધારણ કરી તે પોતે જ ગાદીએ ચઢી બેઠો! અક-

બરને કાને એ વાત જતાં તે પોતાના બહાદુર સેનાપતિ બેરામખાંની સાથે વીસ હજાર શૂરા મોગલોનું લશ્કર લઇ તાબડતોબ દિલ્હી આવવા નીકળ્યો. હેમૂ પણ એક લાખનું લશ્કર લઇ પાણીપતના મેદાનમાં સજ્જ થઇ ઉભો. પોતાના રણકુશળ હાથીઓની મદદથી વિજય મેળવવાની હેમૂને સંપૂર્ણ આશા હતી. પરંતુ લડાઇ શરૂ થતાં મોગલોની તોપોના ધડાકાથી હાથીઓ ભડકયા, ને મહાવતોએ ઘણો પ્રયત્ન કર્યા છતાં તેમણે પાછા હઠવા માંડયું. તેથી પાછળ ઉભેલા લશ્કરમાં ભંગાણ પડયું. તે છતાં હેમૂ પોતાના ચાર હજાર અંગ-રક્ષકો સાથે બહાદુરીથી લડવા લાગ્યો. પણ છેવટે તેની એક આંખમાં તીર ભોકાયું એટલે તેના સૈનિકોએ તે ઘાથી હેમૂનું મૃત્યુ થશે એમ ધારી નાસવા માંડયું. પણ વીર હેમૂએ અપૂર્વ ધૈર્યથી આખના ડોળા સાથે તીરને ખેંચી કાઢયું, ને એવી શોચનીય દશામા પણ જરાયે ગભરાયા વગર અસાધારણ પરાક્રમથી શત્રુઓનું નિકંદન જારી રાખ્યું. તે જોઇ તેનું નાસતું સૈન્ય પણ પાછું જુસ્સાથી લઢવા લાગ્યું ને તરવારથી માર્ગ કાપતો હેમૂ સપાટાભેર આગળ ધસ્યો. એવે સમયે કુલી નામના એક મોગલ સેનાપતિએ હેમૂના મહાવતને મારવા પોતાનો બરછો ઉગામ્યો. મહાવતે મૃત્યુભયથી ડરી જઇ હેમૂને બતાવી દીધો. એટલે કુલીએ તત્કાલ પોતાના ઘોડેસ્વાર સૈન્યની મદદથી તેને જીવતો કેદ પકડી લીધો. આથી મોગલ દળમાં જય જયકાર વર્ત્યો, ઇ. સ. ૧૫૫૬.

કેદી હેમૂને અકબર પાસે લઇ ગયા, ત્યારે તેની અવસ્થા અત્યંત શોચનીય હતી. તેના ઘવાયલા અવયવોમાથી લોહીની ધારા વહી રહી હતી, ને પળે પળે તેનું મૃત્યુ નજીક આવતું જણાતું હતું. છતાં બેરામખાંએ અકબરને કહ્યું, " આ કાફરનો તમારા હાથે વધ કરી પુણ્ય સંચય કરો." કિન્તુ દયાળુ અકબરે માત્ર ગુરુની* આજ્ઞા

* બેરામ અકબરનો શિક્ષાગુરુ પણ હતો.

પાળવા ખાતર મ્યાનમાંથી તરવાર કાઢીને તેને માથે અડકાડી અને અશ્રુભરી આંખે તે પાછી મ્યાન કરી દીધી. તે પર બેરામખાંએ રોષથી કહ્યું કે "કવખતની દયા જ તમારા વંશની બધી વિપત્તિનું મૂળ છે." એમ કહી તેણે પોતે જ તે જીતાયલા વીર પુરૂષનું માથું કાપી નાખ્યું. વીર હેમૂનો અંત આવ્યો.

તેના માથાને કાબુલ અને ધડને દિલ્હીના દરવાજે લટકાવવા સારૂ મોકલી આપવામાં આવ્યાં.



# ( ૩૮ ) અકબરની મુશ્કેલીઓ

જલાલુદ્દીન મહમદ **અકબર** ગાદીએ બેઠો, તે વખતે દિલ્હીની ચારે મેર પ્રચંડ વાવાઝોડું વાઇ રહ્યું હતું. દરેક પળે આશંકા રહેતી હતી કે એ વાવાઝોડાને પરિણામે તેર વરસના નાના નવીન પાદશાહના મસ્તક પરથી રાજમુકુટ ખસી પડશે કે શું ? ઉપરા છાપરી થયેલી રાજ્યક્રાંતિઓને લીધે રાજ્યનો બંદોબસ્ત ઢીલો થયો હોવાથી કાબુલમાં બંડ ઉઠયું. પંજાબમાં પદભ્રષ્ટ સિકન્દરશાહે લશ્કર જમાવી ફરીને દિલ્હીનું તખ્ત લેવા માટે અકબર સાથે યુદ્ધ આરંભેલું જ હતું. તેમાં વળી હુમાયુનના મૃત્યુ સમાચારથી તેનો ઉત્સાહ બમણો વધ્યો. બેરામખાં જેવા કુશળ સેનાપતિની સહાય અને સલાહથી અકબર શત્રુને હંફાવી રહ્યો હતો. એટલામાં વળી આખું મોગલ સામ્રાજ્ય ગળી જવાની દાનત ને તાકાત વાળો એક બીજો પ્રચંડ શત્રુ જાગ્યો. આદિલશાહના બહાદુર વજીર હેમૂએ દિલ્હી ને આગ્રા જીતી લઇ મોગલ સત્તાને ઉખેડી નાખ્યા જેવું કર્યું. અમીર ઉમરાવોએ અકબરને કાબુલ નાસી જવાની સલાહ આપી. માત્ર બેરામખાંને તે સલાહ ઠીક લાગી નહિ. તેણે એક વાર મોગલ શક્તિ અજમાવી જોવાનો મત દર્શાવ્યો. અકબરને પણ બેરામની વાત ગમી. આ પ્રસંગે એક બનાવ એવો બન્યો કે જેથી મોગલ સરદારો પર પાદશાહી સત્તાનો દાબ બેઠો. હેમૂ સામે દિલ્હીનો બચાવ મન મૂકીને નથી કર્યો એવા આરોપસર સેનાપતિ તારદીબેગનો બેરામખાએ અકબરની ગેરહાજરીમાં શિરચ્છેદ કર્યો. બેરામનું આચરણ અલબત ક્રૂર ને નિંદ્ય હતું, પરંતુ મોગલ સરદારોમાં તે અણીને સમયે જે બંડખોર વૃત્તિ ઉત્પન્ન થઇ હતી તેને દાબી દેવા માટે એમ કર્યા વગર છૂટકો જ નહોતો. અકબરે પણ પાછળથી તેનું વાજબીપણું સ્વીકાર્યું, તેથી મોગલ સરદારોને પોતપોતાના કર્તવ્યનું યથાર્થ ભાન આવ્યું. પાણીપતના મેદાનમાં હેમૂનો ભેટો થયો તેમાં વિજયલક્ષ્મી અકબરને સ્વાધીન થઇ. હેમૂ હાર્યો ને કેદ પકડયો.

હેમૂના પરાજય પછી થોડા જ સમયમાં કાબુલનો બળવો શાંત પડયો. તેમજ સિકંદર સૂરનું જોર પણ સમૂળગું ભાગી પડયું. એ રીતે અકબર બેરામખાંની સહાયથી શત્રુઓના રુધિરથી પૃથ્વીને રંગી દિલ્હીના તખ્ત પર સ્થિર થયો. બેરામખાંને મુખ્ય સેનાપતિના ઓદ્ધા સંગાથે 'ખાનખાનાન' ની પદવી અને પાદશાહના મુતાલિક તરીકે સર્વ રાજસત્તા પ્રાપ્ત થઇ.

---

## ( ૩૯ ) અકબરે બેરામખાં પાસેથી રાજસત્તા કેમ લીધી?

અકબરની નાની ઉમ્મરને લીધે બેરામખાં જ રાજ્યનો ખરો કરતા કારવતા હતો. અકબરના નામથી તે જ સઘળો કારભાર કરતો. તેના કારભારમાં માથું મારવાનો અકબરને અધિકાર નહોતો. બચપણમાં અકબર તેની જ સ્નેહછાયામાં ઉછર્યો હતો તેથી, તેમજ હેમૂ જેવા પ્રચંડ રાહુએ ગ્રહણ કરેલા મોગલ સામ્રાજ્યનો તેના જ પરાક્રમ અને ઉદ્યોગથી ઉદ્ધાર થયેલો હોવાથી અકબર તેને 'ખાનખાનાન' કહી સંબોધતો; એટલુંજ નહિ પણ વખતો વખત પોતાની કૃતજ્ઞતા પણ પ્રગટ કરતો. પરંતુ એવો સ્નેહસંબંધ લાંબો વખત ટકી શકયો નહિ. અબુલફ્ઝલના જણાવ્યા પ્રમાણે બેરામ પહેલાં તો નિર્મળ ચારિત્રનો અને લોકપ્રિય હતો. પરંતુ પાછળથી સત્તાના મદમાં તે ક્રૂર સ્વભાવનો ને આપખુદ બન્યો હતો.

એક વેળા અકબર હાથીની કુસ્તી જોતો બેઠો હતો. તે પ્રસંગે એક હાથી નાસીને બેરામખાંના તંબુમાં ભરાઇ ગયો ને ત્યાં પુષ્કળ ઉપદ્રવ મચાવ્યો—એટલે સુધી કે બેરામની જીંદગી જોખમમાં આવી પડી. બેરામખાંએ એ પરથી ધારી લીધું કે તેની પોતાની જીંદગી

સામે પાદશાહ તરફથી કાવતરૂં રચાયું છે. એ સંદેહથી એણે હાથીના મહાવતનો ઘાત કરાવ્યો, એટલુંજ નહિ પણ પાદશાહ સાથે પણ કેટલાક દિવસ તે અઘટિત રીતે વર્ત્યો. વળી બેરામે પોતાના સામાવાળીઆ એક ઉમરાવને એક નાના સરખા વાંક માટે મારી નંખાવ્યો. પાદશાહના એક શિક્ષાગુરુ મીરમહમદને પણ એણે મોતની સજા ફરમાવી, પણ થોડાકને માટે તે બચી ગયો, છતાં તેને રાજધાની તો છોડવી જ પડી. શંકાશીલ બેરામની શંકાના પરિણામે પાદશાહના સેવક વર્ગની રોજ ધરપકડ થવા લાગી. આ બધાં કારણોથી દરબારમાં બેરામના શત્રુઓ વધી ગયા. પાદશાહને પણ ધીમે ધીમે તેના પ્રત્યે અણગમો થવા લાગ્યો. બેરામના વેરીઓ પાદશાહને રોજ તેના સામે ઉશ્કેરવા લાગ્યા. પરંતુ તેની આગલી સેવાઓ અને ઉપકારો યાદ લાવી અત્યાર લગી પાદશાહ તેના અપરાધો તરફ આંખમીંચામણા કરતો હતો. છેવટે જ્યારે પાદશાહની અત્યંત પ્રીતિપાત્ર ધાવે પણ બેરામની સામે ભંભેરણી કરવા માંડી, ત્યારે પછી પાદશાહે બેરામની સત્તા તોડી પાડવાનો સંકલ્પ કર્યો.

પાદશાહ સારી પેઠે જાણતો હતો કે સત્તાલોભી બેરામના હાથમાંથી થોડી સત્તા છીનવી લીધાથી તે નરમ પડશે નહિ. બધી સત્તા તેના હાથમાંથી લઇ લેવામાં આવે તો જ તેનો દોર ઉતરે તેમ હતું. તેથી પાદશાહ એમ કરવાને એવા કોઇ અનુકૂળ પ્રસંગની રાહ જોવા લાગ્યો. છેવટે ઇ. સ. ૧૫૬૦ માં કેટલાક એવા બનાવો બન્યા કે પાદશાહ વધુ ખામોશ પકડી શકયો નહિ. બેરામ આગ્રામાં હતો તે વખતે અકબરે દિલ્હીમાં રહી પોતાના નામનો ઢંઢેરો બહાર પાડયો ને પ્રજાને જણાવ્યું કે "રાજ્યની લગામ હવેથી મેં પોતાના હાથમાં લીધી છે."

બેરામખાં આથી ગુસ્સે થયો ને એણે મક્કા જવાનો ડોળ કર્યો. તેને આશા હતી કે પાદશાહ તેને મનાવવાનો પ્રયત્ન કરશે. પણ જ્યારે

તેવો કોઇ પ્રયત્ન પાદશાહ તરફથી થતો તેના જોવામાં આવ્યો નહિ, ત્યારે અસહ્ય અપમાનના આવેશમાં તેણે બળવો કર્યો. પરંતુ તેમાં નસીબ સંજોગે તે હાર્યો ને કેદ પકડાયો. કેદી બેરામ ગદ્દગદ્દ કંઠે પાદશાહના સિંહાસન આગળ ઢળી પડયો. એટલે અકબરે તેના આગલા ઉપકારો યાદ આણી તેને સઘળા અમીરોની ઉપર આસન આપી બેસાડયો, ને અત્યંત દિલાસો આપી કહ્યું, "મરજી હોય તો રાજદરબારમાં રહો, ગમે તો કોઇ પ્રાંતની સુબાગીરી લો, કે પછી મરજી હોય તો મક્કે જાઓ." બેરામખાંએ મક્કે જ જવાનું પસંદ કર્યું. પાદશાહે તેને માનભેર વિદાયગીરી આપી. પરંતુ દુર્ભાગી બેરામની હજ કરવાની મુરાદ બર આવી નહિ. આગળ એક અફગાનનો એના હાથે વધ થયો હતો તેનો કીનો રાખી તેના છોકરાએ રસ્તામા જ તેને ઠાર માર્યો.

---

## (૪૦) અકબરે મોગલ સરદારોને કેવી રીતે વશ કર્યા ?

બેરામનો ભય જતો રહ્યા પછી, અઢાર વરસના તરુણને દિલ્હીના તખ્ત પર જોઇ સત્તાના લોભી મોગલ સરદારોએ જુદા જુદા ભાગોમાં બળવા જગાવ્યા. સૌથી પ્રથમ આદિલશાહનો પુત્ર **શેરશાહ બીજો** લશ્કર જમાવી અકબરના સામે ઉઠયો. તેને વશ કરવા અકબરે જમાનખાં નામના એક મોગલ સેનાપતિને મોકલ્યો. **જમાનખાંએ** તેને જેર કર્યો ખરો, પરંતુ તરુણ પાદશાહને તુચ્છ સમજી તે પોતે જ સઘળી લુંટ સ્વાહા કરી ગયો, ને સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તે સાંભળી અકબર તત્કાળ તેની સામે ચઢયો. એટલે નિરુપાય બની જમાનખાં પાદશાહને શરણે આવ્યો.

માળવા દેશ અફગાનોના હાથમાંથી જીતી લેવા સારૂ મોકલેલો સેનાપતિ **આદમખાં** પણ તે કામમાં સફળ થઇ સ્વતંત્ર થઇ બેઠો. અકબરે જાતે માળવામા જઈ તેને સપડાવ્યો, ને તે વશ થતાં મોટે મને તેને માફી આપી. પરંતુ તે દુર્ભાગીએ રાજધાનીમાં જઇ પાદશાહના મુખ્ય વજીરને ખાનગી વેરના સબબે, વજીર પાદશાહની સાથે નમાજ પઢતો હતો તે વખતે નિર્દયતાથી મારી નાખ્યો. તેથી કોપાયમાન થઇ પાદશાહે તેને અગાશી પરથી જમનાજીમા ફેંકાવી માર્યો. માળવાનું બંડ શમ્યા પછી તુરતજ નાગોરમાં **અબ્દુલ માલિ** અને **શેર્ફુદ્દીન** નામના સરદારોએ બંડ ઉઠાવ્યું. તેમને પણ અકબરે જાતે જઇ હરાવ્યા, તેઓ ભયથી કાબુલ નાસી ગયા.

તે પછી માળવાના ઉઝબેગ સુબેદાર **અબ્દુલ્લાએ** બંડનો ઝુંડો ઉઠાવ્યો. પરંતુ અકબરને હાથે હાર ખાઇ તેને ગૂજરાતમાં નાસી જવું પડ્યું. એ પરથી સઘળું ઉઝબેગ લશ્કર ફરી ગયું અને બળવો ચોમેર પસરી ગયો. તેવામા ગડમંડળ તાબે કરવા મોકલેલો **અસફખાં** સરદાર પણ ફરી જઈ ઉઝબેગોને જઇ મળ્યો. ઉઝબેગ સૈન્ય ધસારાબંધ દિલ્હી તરફ આવવા માંડ્યું. અકબરનું તખ્ત ડગમગવા લાગ્યું, પરંતુ તેથી ગભરાઇ ન જતાં અકબરે અતુલ પરાક્રમથી તેમની ગતિ રોકી. બે વરસની મહેનતે ઉઝબેગ બળવો લગભગ શાંત પડવા આવ્યો હતો, તેવામા જ પાદશાહના નાના ભાઇ **મીરજા હાકિમે** પંજાબ પર હુમલો કર્યો. એટલે અકબર તે તરફ દોડ્યો. તેને વશ કરી દિલ્હીમાં પાછા ફરતાં અકબરે જોયું કે ઉઝબેગ લોકોએ ફરીને જોર પર આવી અલ્લાહાબાદ અને અયોધ્યા હસ્તગત કર્યાં હતાં ને રાજધાની પર ચઢી આવવાની તૈયારી કરતા હતા.

તે વખતે ચોમાસું બેસી ચૂક્યું હતું. ચોમાસાની મોસમ યુદ્ધને માટે લાયક નથી હોતી. છતાં પણ અકબર કોઇપણ અડચણને ન ગણકારતાં બંડખોરોની સામો ગયો, ને તેમને મારીને ગંગાપાર હાંકી

કાઢયા. રેલથી ગંગાનદી બે કાંઠે વહેતી હતી; તેથી બળવાખોરો સામી પારે જઇ પોતાને નિર્ભય સમજવા લાગ્યા. પરંતુ ગંગાની પ્રચંડ રેલ પાદશાહની ગતિ રોકવા સમર્થ નીવડી નહિ. રાતની વખતે અકબર પોતાના બે હજાર કરતાં પણ ઓછા ચુનંદા માણસોની સાથે ગંગાને તરીને સામે પાર પહોચ્યો, ને અચાનક શત્રુઓ પર તુટી પડયો. ઘણા શત્રુઓ માર્યા ગયા ને બાકીના વિખરાઇ ગયા.

એ રીતે અદ્‌ભુત વીરત્વ, અપાર સાહસ, ને અડગ હિંમતથી સાત વર્ષના સતત્ પરિશ્રમે, અકબર પચીસ વર્ષની ઉંમરે સઘળા મોગલ સરદારોને વશ કરી વીરમંડળમાં પૂર્ણિમાના ચંદ્ર માફક ચમકવા લાગ્યો. તે પછી કોઇ પણ સરદાર તેના સામે ઉઠવાનું સાહસ કરી શકયો નહોતો.

---

## ( ૪૧ ) અકબરના શિક્ષાગુરુઓ

ઇતિહાસકારક નિઝામ–ઉદ્દીન અહમદે લખ્યું છે કે તૈમુર કુળના રીવાજ પ્રમાણે ચાર વર્ષ, ચાર માસ ને ચાર દિવસની ઉંમરે અકબરનો વિદ્યાભ્યાસ શરૂ કરવામાં આવ્યો. પરંતુ જે શુભ મુહૂર્તે તેના હાથમાં પાટી આપવાની હતી તે મુહૂર્તે બાળકની સ્વાભાવિક ચપળતાથી તે એવે ઠેકાણે સંતાઇ ગયો કે ઘણું ઢુંઢયાં છતાં પણ જડયો નહિ. આથી કરી સઘળાં માનવા લાગ્યાં કે તેનો વિદ્યાભ્યાસ સંતોષકારક નીવડશે નહિ.

સૌથી પ્રથમ મૌલાના આજમ–ઉદ્દીનની અકબરના શિક્ષાગુરુ તરીકે નિમણૂક થઇ, પરંતુ ચંચલ કુમારને ભણાવવાનો તેનો સઘળો જ પ્રયાસ નિષ્ફળ નીવડયો. તેથી તેને ખસેડી મૌલાના બાયેજીદને તે

કામ સોંપાયું. ત્યાર પછી થોડા દહાડા રહીને મુનિમખાં અકબરના શિક્ષાગુરુ તરીકે નીમાયો. એ મુનિમખાએ અકબરને રાજકાજમાં ઉપયોગી થઇ પડે એવું શિક્ષણ આપવા માંડયું. અકબર તેની પાસે હોંસે હોંસે ઘોડેસ્વારી તેમજ સઘળી જાતની યુદ્ધકળા શીખ્યો.

હુમાયુનના મરણ પછી બેરામખાં અકબરનો વાલી નીમાયો. તે માત્ર રાજકાજના શિક્ષણની વ્યવસ્થા કરીને જ સંતોષ પામ્યો નહિ. તેણે કુમારની માનસિક ઉન્નતિ માટે પણ યોગ્ય બંદોબસ્ત કર્યો. બેરામખાં પોતે જ્ઞાનપ્રેમી હતો. તે પણ તેના સ્વર્ગસ્થ માલીક ( હુમાયુન ) ની માફક સદા સર્વદા વિદ્વાન પંડિતોથી ઘેરાએલો ને ઘેરાએલો જ રહેતો. બેરામના વહીવટમાં દિલ્હીનો રાજદરબાર દેશ દેશાન્તરના વિદ્વાનોથી ઉભરાઇ જતો હતો. એવા વિદ્વાનોમાંથી બેરામખાંએ મીર અબ્દુલ લતિફ નામના એક ઇરાની પંડિતને અકબરના રાજગુરુ તરીકે નીમ્યો. એ પંડિત ઇરાનના શાહની ખફા મરજીમાં આવી પડતાં, થોડુંક થયાં જ હુમાયુનના આશ્રયે આવી રહ્યો હતો. તે મહા પંડિત હતો ને સર્વ પ્રકારની વિદ્યામાં પારંગત હતો. અકબરે તેની પાસે ઉલટથી ને એકતાનથી અભ્યાસ કરવા માડયો. સમસ્યાપૂર્ણ ગઝલો મોઢે કરવામાં તેને અપૂર્વ આનંદ પડવા લાગ્યો. કવિવર હાફેજનાં સુમધુર કાવ્યો તેને કંઠસ્થ થઇ ગયાં. બચપણના સંસ્કારો જ મનુષ્યના હૃદયમાં સૌ કરતાં અધિક ગંભીર ભાવે કોરાઇ રહે છે. તેથી સહજ અનુમાન થઇ શકે તેમ છે કે મોટી ઉંમરે અકબરશાહે જે સમભાવ ને ન્યાયપરાયણતાનો પરિચય કરાવ્યો, તેનાં મૂળ આ અબ્દુલ લતિફના શિક્ષણમાં જ રહ્યા હતાં.

અબ્દુલ લતિફ એક મહા બુદ્ધિમાન, વિચક્ષણ નર હતો. " સર્વત્ર શાંતિ-સ્થાપન " એ એના જીવનનો મૂળ મંત્ર હતો. તેની ધર્મની માન્યતા એટલી બધી હદસર અને ઉદાર હતી કે ઇરાનના શિયા લોકો તેને સુન્ની સમજતા, ને હિંદુસ્થાનના સુન્ની લોકો તેને

શિયા સમજતા. ત્યારે ખરી રીતે તે શિયા કે સુન્ની એમાંથી એકે પંથનો નહોતો. તેના તેજસ્વી સ્વભાવે સર્વ સાંપ્રદાયિક બંધનોને અળગાં કર્યાં હતાં. તેનો મહાન ઉપદેશ ફળદ્રુપ જમીનમાં પડ્યો. અકબર સ્વભાવ થકી જ જ્ઞાન ભૂખ્યો હતો. એટલે સત્સંગના પ્રભાવે તેની જ્ઞાનલાલસા ધીરે ધીરે વૃદ્ધિગત થવા લાગી.

પરિણામે સદ્દગુણના, શિક્ષણના અને વડીલોની કીર્તિના પ્રતાપે, ભારતવાસીઓનાં હૃદય પર અધિકાર જમાવી મોગલ સામ્રાજ્યને સ્થિર કરવાનો તથા મુસલમાન અમલને હિંદુસ્થાનમાં લોકપ્રિય કરવાનો અપૂર્વ યશ અકબરે પ્રાપ્ત કર્યો.

---

## *( ૪૨ ) અકબરની દિનચર્યા

અકબર એક અસાધારણ કર્તવ્યપરાયણ રાજા હતો. કર્તવ્યપાલનને તે ઇશ્વરની ઉપાસના જેટલી જ અગત્ય આપતો. તેનો દરરોજનો કાર્યક્રમ જાણવા જેવો છે:—

અકબર દિવસના કિંચિત ક્ષણ અને રાત્રે થોડુંક મળી માત્ર ત્રણ જ કલાક ઉંઘતો. મોટે મળસ્કે ઉઠવાનો તેને મહાવરો હતો. સવારની નમાજ પછી તુરત જ દરબાર ભરાતો. તેમાં રાજાના દર્શનની ઇચ્છાવાળા સૈનિકો, સરદારો, શેઠીઆઓ, ખેડુતો, વેપારીઓ તેમજ સામાન્ય પ્રજાજનોને આવવાની છૂટ હતી. દરબાર ખલાસ થયા પછી જનાનખાનામાં જવાનો અકબરને નિયમ હતો. ત્યાં ધાર્મિક અને સાંસારિક અનેક કાર્યોનો તે ઉકેલ કરતો. જનાનખાનાના સઘળાં કાર્યો આટોપ્યા પછી અકબર થોડોક વખત એક એકાંત સ્થળમાં એકલો બેસતો. બપોરે જમ્યા પછી તે થોડીક વિશ્રાંતિ લેતો. બપોરના આરામ પછી

તુરતજ કે પછી સંધ્યાકાળે દરરોજ બીજો દરબાર ભરાતો. તે દરબારમા રાજ્યના અમલદારો હાજર રહી રાજકાજ સંબંધી વિવિધ હુકમો મેળવતા.

રાત્રિનું જાગરણ એ આ સદાય-જાગ્રત-મનવાળા પાદશાહને સ્વભાવસિદ્ધ હતું. રાત્રે હંમેશાં પંડિતોની સભા ભરાતી. તેમાં જુદા જુદા ધર્મના વિદ્વાનો વિવિધ વિષયોની ચર્ચા કરતા. ઘણીવાર રાત્રે ગૂંચવાડા ભર્યા રાજકીય વિષયોની મસલત ચાલતી. વિદ્યાવિલાસ કે રાજકાજની આ સભા ખલાસ થતા ઘણીવાર તો માત્ર એક જ પહોર રાત્રિ બાકી રહેતી. એટલે જુદા જુદા દેશના ગાનાર બજાવનાર આવી ઇશ્વરના મહિમાનાં કીર્તન ગાઇ પાદશાહનું મન રંજન કરતા. તે પછી અકબર ઇશ્વરનું નામ સ્મરણ કરતો કરતો માત્ર થોડી ઘડી આરામ લેવા અંતઃપુરમાં જતો. મોટે પરોઢીએ ઉઠવાનો અકબરનો નિયમ કદી ભંગ થતો નહિ.

અકબરનો આ દૈનિક કાર્યક્રમ તેની કર્તવ્યનિષ્ઠા, પ્રજા માટેની એની લાગણી ને એની વિદ્યાવિલાસિતા સૂચવે છે.

---

# *( ૪૩ ) અકબરના સમયની બે વીર રાણીઓ

અકબરના સમયમાં એક હિંદુ અને એક મુસલમાન એમ બે રાણીઓ પોતાની અદ્‌ભુત વીરતા અને હિંમત માટે ખાસ પ્રસિદ્ધ થઇ ગઇ છે.

**( ૧ ) રાણી દુર્ગાવતી:**—એ વીર નારી નર્મદાને તીરે આવેલા ગડમંડળની રાણી હતી. ઉઝબેગોનો બળવો સમાવતી વખતે અકબરે ગડમંડળનું રાજ્ય તાબે કરવા સારૂ અસફખાં નામના સેનાપતિને મોકલી આપ્યો હતો. મોગલોની એ ચઢાઇની વાત સાંભળતા જ એ વીર રાણી પોતાનું બને તેટલું લશ્કર જમાવીને જાતે હાથી પર સ્વાર થઇ લઢવા નીકળી. રાણી દુર્ગાવતીએ પોતાના અદ્‌ભુત પરાક્રમથી બે વાર મોગલોને મારી હઠાવ્યા. રાણી પોતે બખ્તર અને હથિયાર સજી હાથી પરથી તીરનો વરસાદ વરસાવતી હતી. રાણીના પરાક્રમથી લજવાઇ ગએલા મોગલો મરણીઆ થઇ ત્રીજી વાર લઢવા આવ્યા. એ લઢાઇમા રાણીનો પુત્ર સખત ઘવાયો. એટલે રાણીએ તેને યોગ્ય રક્ષણ તળે ગઢ તરફ વિદાય કર્યો અને પોતે લઢાઇ જારી રાખી. પરંતુ રાજકુમારને રણમાંથી જતો જોઇ રજપુતો નાહિંમત બન્યા, ને રાજકુમારની પાછળ તેમણે પણ ગઢ તરફ જવા માડ્યું. રાણીએ સમજાવ્યા છતાં માત્ર ૩૦૦ યોદ્ધાઓ સિવાય સઘળું રજપુત સૈન્ય રણમાંથી જતું રહ્યું, તોપણ રાણી જરાએ ડગી નહિ. લઢતાં લઢતાં તેની આંખમાં એક તીર વાગ્યું; તે તેણે હિંમતથી બહાર ખેંચી કાઢ્યું, પણ તેનો થોડોક ભાગ આંખમાં રહી ગયો. એવી સ્થિતિમાં પણ તે લઢતી જ રહી. છેવટે તેના ગળામાં એક તીર ભોંકાયું, ત્યારે અસહ્ય વેદનાથી તે અંબાડીમાં ઢળી પડી. તે વખતે એક સામંતે આવી તેને રણમાંથી પલાયન કરવાને ઘણું યે સમજાવ્યું. પરંતુ એ વીર રમણીએ રજપુત ટેકને સંભારી આપી તેમ કરવાની સાફ ના પાડી. છેવટે જીવતાં શત્રુને હાથ પકડાવું યોગ્ય ન ધારી રાણીએ

મહાવતની કટાર છીનવી લઇ પોતાની છાતીમાં ભોંકી દીધી. વીર રાણી દુર્ગાવતીનો એ રીતે અંત આવ્યો, પણ તે પોતાનું નામ ઇતિહાસમાં અમર કરતી ગઇ.

**( ૨ ) સુલતાના ચાંદબીબી**:—અકબરના સમયમાં દક્ષિણના અહમદનગર રાજ્યની સ્થિતિ નબળી પડી ગઇ હતી. યોગ્ય રાજા માથે નહિ હોવાથી ઉમરાવો માંહોમાંહે કુસંપ કરી ત્રણ પક્ષમાં વહેંચાઇ ગયા હતા. તેમાંના એક પક્ષે અકબરને પોતાની મદદે અહમદનગર તેડાવ્યો. પરંતુ પાદશાહ આવી પહોચે તે પહેલાં ચાંદબીબી નામની વીર રમણી એક રાજકુમારને ગાદીએ બેસાડી અત્યંત કુસળતાથી સઘળા ઉમરાવોને એકત્ર કરી શકી હતી. ચાંદબીબીએ મોગલો સામે બહાદુરીથી અહમદનગરનું રક્ષણ કર્યું, એટલુંજ નહિ પણ તે જાતે હથિયાર સજી પોતાના લશ્કરને ઉત્તેજન આપતી એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઘુમતી હતી. મોગલોએ સુરંગ ફોડી કિલ્લામાં ગાબડું પાડયું, ત્યારે એણે યુક્તિથી આસપાસની ખાઇમા આગ લગાડી તેમને કિલ્લામાં ધુસતા અટકાવ્યા. તે દરમ્યાન પડેલું ગાબડું જાતે ઉભી રહી પુરાવી નાખ્યું. વળી કહેવાય છે કે કિલ્લામાંનો દારૂગોળો ખૂટી જતાં તેણે સોના રૂપાના નાણું તથા દાગીના ગાળીને તેની ગોળીઓ શત્રુઓ પર છોડી હતી. એની અદ્‌ભુત વીરતાથી શાહજાદા મુરાદને છેવટે નામોશીભરી સંધિ કરી પાછા જવું પડયું હતું. પરંતુ અહમદનગરના દુર્ભાગ્યે મોગલોનો ભય ટળતાં જ ઉમરાવોમાં પાછા પક્ષ બંધાયા, ને તેમાં અહમદનગરનો બચાવ કરનાર વીરાંગના ચાંદબીબીનું દગાથી ખૂન થયું. ચાંદબીબીના પરાક્રમથી મોગલો એટલા છક થયા હતા કે તેઓ તેને '**ચાંદ સુલતાન**' ના નામથી ઓળખાવતા.

---

# ( ૪૪ ) અકબર હિંદમાં એકછત્રી અમલ શી રીતે સ્થાપી શક્યો ?

અકબરે હિંદની સમગ્ર રૈયત તેમજ રજવાડાઓને પ્રીતિના મોહન મંત્રથી મંત્રેલા એક તારમાં ગુંથી, એક સાર્વભૌમ સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો. પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી તે જોઇ શક્યો કે હિંદુ રાજાઓ તથા પ્રજા પાસે સાર્વભૌમ સત્તા સ્વીકારાવવાથી જ માત્ર ધારેલી મુરાદ બર ન આવે. ખરા સાર્વભૌમે તો હિંદના હાડમાંસ સાથે એકરૂપ થઇ જઇ હિંદના રાષ્ટ્રીય અધિનેતા થઇ રહેવું જોઇએ. આ ધારણાને કેવી રીતે પાર પાડવી એ જેવો તેવો વિકટ પ્રશ્ન નહોતો. છેલ્લા સાડાત્રણસો વર્ષમાં થઇ ગએલા કોઇ પણ મુસલમાન પાદશાહે કદી પણ એ દિશામાં મન પરોવ્યું નહોતું. તેઓ તો માત્ર કઠોર લશ્કરી બળ પર જ સામ્રાજ્ય સ્થાપતા અને લશ્કરી બળ પર જ તે નભાવતા. આથી વારંવાર રાજ્યક્રાંતિઓ થવા પામતી. અકબરે એ બધાનો વિચાર કરીને હિંદી પ્રજાની પ્રીતિના પાયા પર જ એક મહાન રાષ્ટ્ર ઉભું કરવાનો સંકલ્પ કર્યો.

સૌથી પ્રથમ તેણે નાના નાનાં દેશી રાજ્યોને જીતી લઇ તેમને એક છત્ર તળે આણવાનો પ્રયત્ન આદર્યો. એ કામમાં એણે ઘણે ભાગે હિંદુઓના બાહુબળનો જ ઉપયોગ કર્યો. જીતોની સાથે સાથે જ જીતાએલા રજવાડા તથા પ્રજાઓના કલ્યાણ માટે તે અનેક ઉપાયો યોજવા લાગ્યો. સંકટ સમયે ખરો મિત્ર થઇ, બહારના શત્રુઓથી રક્ષણ કરી, જાતીય ભાવના અને આચાર વિચારનો મર્યાદારક્ષક બની, ધર્મ અને ધાર્મિક પુરૂષોનો પ્રતિપાળ થઇ, તથા એથી વિશેષ હિંદુ મુસલમાનોનો નિષ્પક્ષપાત ન્યાયાધીશ અને અભેદ ભાવનો પ્રવર્તક બની અકબરે રાજા પ્રજા ઉભયની પ્રીતિ સંપાદન કરવા માંડી. એ જ પ્રીતિની નીતિ પર મોગલ સામ્રાજ્ય એણે સુદૃઢ બનાવ્યું.

અકબર ઉઝબેગ, અફગાન, હિંદુ, પારસી તેમજ ખ્રિસ્તિ વગેરે જુદી જુદી જાતિ અને ધર્મના યોદ્ધાઓને ગુણ પ્રમાણે ઉંચા લશ્કરી હોદ્દાઓ આપતો. જીતાએલા શત્રુના પરિવારને ગુલામ કરી રાખવા અગર વેચવાની અકબરે પોતાના સેનાપતિઓને સખત મનાઇ કરી હતી. મોટી આવકવાળો જાત્રા વેરો તેમજ હિંદુઓ માટે અતિ નિંદ્ય અને અપમાનજનક જજીયાવેરો એણે નાબુદ કર્યો, ને ગૌહત્યા બંધ પાડવાના કાયદા ઘડયા. છેલ્લી પણ અગત્યની વાત તો તેણે એ કરી કે રજપુત રાજાઓ સાથે શરીર સંબંધ કરી રજપુતોને મોગલ સામ્રાજ્યના હિતેચ્છુ અને સ્તંભ બનાવ્યા.

ટુંકમાં, પોતાના બાહુબળ અને અક્કલ હુંશિયારીથી સબળાં રાજ્યોને વશ કરી, તથા ધાર્મિક ઉદારતા અને નિષ્પક્ષપાતથી રૈયતનાં મન હરી લઈ, અકબર છિન્નભિન્ન હિંદુસ્થાનને એક છત્ર તળે લાવવા શકિતમાન થયો.

---

## ( ૪૫ ) અકબરની મહત્તા

દુનિયામાં થઈ ગએલા મહાન બાદશાહોમાં અકબરની ગણના થાય છે. સ્વ. રમેશચંદ્ર દત્તના શબ્દોમાં કહીએ તો " અકબરના જેવા મહા જ્ઞાની તથા પવિત્ર હૃદયના સમ્રાટનાં દર્શન પૃથ્વીએ ભાગ્યે જ કદાપિ કર્યાં હશે. " અમેરિકાના એક નિષ્પક્ષપાત અંગ્રેજે પણ અકબરનાં વખાણ કરતાં જણાવ્યું છે કે " જે જે પુરૂષોએ રાજદંડો ધારણ કર્યાં હતા તેમાં સમ્રાટ અકબર એક સર્વોત્તમ પુરૂષ હતો." એલ્ફીન્સ્ટન, સ્લીમન, સ્મિથ વગેરે વિદ્વાનોએ પણ અકબરની મહત્તા યોગ્ય શબ્દોમાં સ્વીકારેલી છે. અકબર એ મહાન પદને

પોતાના અદ્દભુત વીરત્વ, કુશળ રાજનીતિ, દયા, ન્યાય, ધાર્મિક ઉદારતા, અપૂર્વ પ્રજાપ્રેમ ઇત્યાદિ ગુણોને લીધે પહોંચ્યો હતો, એમાં તો જરાયે શક નહિ. પરંતુ હિંદીની નજરે અકબરની ખરી મહત્તા એક બીજી જ બાબતમાં રહેલી છે.

હિંદુસ્થાનમાં મુસલમાનો આવ્યાને ત્રણસેં સાડા ત્રણસેં વરસ થઇ ગયાં છતાં મુસલમાની અમલ હિંદમા પરદેશી અમલ તરીકે જ મનાતો હતો. મુસલમાનોને હિંદુઓ પોતાના ધર્મ અને દેશના કટ્ટા દુશ્મન તરીકે જ જોતા હતા, એટલુંજ નહિ પણ લાગ ફાવે તેમની સામે થઇ તેમને પજવવામા પણ બાકી રાખતા નહિ. જુજ અપવાદ બાદ કરતાં મુસલમાન રાજ્યકર્તાઓએ પણ જૂલમ અને અત્યાચારથી હિંદુઓને રંજાડવામા કચાશ કરી નહોતી. તેમનો અમલ કઠોર લશ્કરી બળ પર જ ટકી રહેતો. પ્રજાપ્રેમ જેવું કાઇ જ નહોતું. અર્થાત્ કે અકબરના પહેલા 'જેતા અને જીતાએલા,' 'રાજ્યકર્તા અને પ્રજા' વચ્ચેનો ભેદ હરેક બાબતમાં નજરે પડી આવતો. અકબરે જ એ ભેદ ટાળવાની પહેલ કરી એમ કહીએ તો ખોટું નહિ. અકબરની ડહાપણભરી ચતુરાઇ ને નિષ્પક્ષપાત રાજ્યનીતિથી પ્રજા તેને ભક્તિભાવથી જોવા લાગી. મુસલમાનોના કટ્ટા વેરી રજપુતો પણ અકબરની મોહિનીથી મુગ્ધ થઇ દિલ્હીના બાદશાહી તખ્ત માટે પ્રાણ પાથરવા તત્પર થયા. અકબરની ધાર્મિક ઉદારતાએ તો પ્રજાના મન પર એટલી બધી અસર કરી કે હરેક ધર્મના લોક તેને પોતાનો માનવા લાગ્યા. પરિણામે મુસલમાનો પ્રત્યેનો પ્રજાનો અણગમો ઓછો થયો. જેતા અને જીતાએલા, રાજ્યકર્તા અને પ્રજા વચ્ચેનો ભેદ વિસારે પડયો. દિલ્હીના બાદશાહી તખ્ત માટે બીજી કોમોના લોકો પણ મુસલમાનોના જેટલું જ અભિમાન ધરવા લાગ્યા. ટૂંકમાં રાજ્યકર્તા અને પ્રજાના સ્વાર્થ એક બન્યા, અને એ રીતે હિંદની ભિન્ન ભિન્ન કોમો

એકત્ર થઇ હિંદી રાષ્ટ્ર તરીકે જગતની રંગભૂમિ પર દીપવા લાગી. અકબરના એ સરળ પ્રયત્નમાં જ એની ખરી મહત્તા રહેલી છે.

અકબરની એ મહાન નીતિને એના વંશજો ચીવ્વટાઇથી અનુસર્યા હોત, તો જગપ્રસિદ્ધ મોગલ સામ્રાજ્યનો આટલો જલદીથી અંત ન આવ્યો હોત! હિંદનો ઇતિહાસ અત્યારે કંઇ જુદો જ હોત!

---

# *( ૪૬ ) અવટંકી મહારાણો પ્રતાપસિંહ

હિંદુ રાજકુળો સાથે લગ્ન સંબંધ બાંધવાની અકબરની રાજ્યનીતિને મેવાડના રાણા સિવાય સઘળા જ રજપુત રાજા રાણા તાબે થયા. જયપુર, જોધપુર, ને બિકાનેર જેવાં રાજ્યોએ પોતાની કન્યાઓ બાદશાહી કુટુંબમાં દીધી. માત્ર મેવાડના વીરોએ અકબરને કેમે કરતાં નમ્યું આપ્યું નહિ. તેથી મેવાડને નમાવવા માટે અકબરે જબરી તૈયારી કરી યુદ્ધ આરંભ્યું. રાણો ઉદયસિંહ ભયથી નાસીને ડુંગરામાં જઇ ભરાયો. પણ તેનું લશ્કર અને સરદારો નાઠાં નહિ. રાજાની ગેરહાજરીમા પણ તેમણે જે બહાદુરીથી બચાવ કર્યો તે જોઇ અકબર પણ તાજુબ થયો. છતા ફત્તા ને જેમલ જેવા રજપુતોના સરદારો મરાયાથી છેવટે તેમની હાર થઇ, ને ચિતોડ જીતાયું, ઇ. સ. ૧૫૬૮.

અકબરે ચિતોડ હાથ કર્યું; પણ શૂરા સીસોદીઆઓને તો તે તાબે ન જ કરી શકયો. રાણા ઉદયસિંહ પછી તેનો પુત્ર પ્રતાપ થયો. તે તેના પૂર્વજો લાખા, કુંભા, અને સંગ જેવો બહાદુર ને ટેકીલો હતો. એણે એકવાર જયપુરના રાજા માનસિંહને મુસલમાનોને દીકરી દેવા સંબંધમાં મ્હેણું માર્યું. તેથી અકબરે પ્રતાપનો ગર્વ તોડવા સારૂ શાહજાદા સલીમ અને માનસિંહની સરદારી તળે મોટું લશ્કર મોકલી આપ્યું. પ્રતાપસિંહે માત્ર બાવીસ હજાર સીસોદીઆ સાથે હલદીઘાટ આગળ શત્રુઓને આતરી પરાક્રમની કમાલ કરી. છતાં ઘણા આગળ થોડાનો શો હિસાબ? રજપુતોની હાર થઇ, ને સ્વામીભક્ત માનસિંહ ઝાલાના સ્તુત્ય પ્રયાસથી પ્રતાપની જીંદગી બચી. પ્રતાપને પકડવા સારૂ મોગલ સૈન્ય તરફથી ભગીરથ[1] પ્રયત્નો થવા માંડયા. પ્રતાપની હાડમારીનો પાર ન રહ્યો. છતાં પણ તે હિંમત ન હારતાં લાગ ફાવે શત્રુઓ પર છાપો મારવા ચૂકતો નહિ. આખરે એ કામમાં એના

૧ ભગીરથની વાત શિક્ષકે કહેવી.

ઘણા નિમકહલાલ સાથીઓ કામ આવી ગયા, ને પ્રતાપનાં દુઃખો પણ પારાવાર વધી ગયાં. એવી સ્થિતિમાં મેવાડના ઉદ્ધારનું કામ અશક્ય ધારી પ્રતાપસિંહે મેવાડને છેલ્લી સલામ કરવાનો ઠરાવ કર્યો. ને તે મુજબ મેવાડના ડુંગરો ઉતરી સિંધ ભણી તેણે પગલાં પણ ભર્યાં. તેવામાં ભામાશાહ નામના તેના એક વણિક પ્રધાને દોડતાં આવી પચીસ હજાર સૈનિકોને બાર વરસ ચાલે તેટલું દ્રવ્ય સ્વદેશના ઉદ્ધાર માટે તેનાં ચરણોમા ધર્યું, ને અરજ કરી કે "મહારાજ ! આ દ્રવ્યની સહાયથી ફરીને એકવાર પુરૂષાર્થ કરી જુઓ." પ્રતાપને ગળે પણ તે વાત ઉતરી ને તે પાછો ફર્યો. ભામાશાહના ખજાનાની મદદથી એણે ફરીથી લશ્કર જમાવ્યું ને નવા ઉત્સાહથી મોગલો પર એકાએક તુટી પડી દેવીરના યુદ્ધમાં તેમને સખત હાર આપી. એ પછી ચિતોડ સિવાય સઘળો મેવાડ શત્રુના પંજામાથી તેણે ધીરે ધીરે છોડાવ્યો.

પ્રતાપસિંહની બહાદુરી, હિંમત ને ટેક જોઈ અકબર બહુ ખુશ થયો, ને શૂરો શૂરાની કદર પીછાને એ ન્યાયે તેણે પ્રતાપની વધુ હાડછેડ ન કરતાં બાકીનો વખત તેને સુખે રાજ્ય કરવા દીધું. અકબરે એમ કરવામાં પોતાનું મોટું મન અને હૃદયની ઉદારતા બતાવી છે એમ જ કહેવાય. પ્રતાપનું નામ પણ તેના અદ્‌ભુત વીરત્વ અને ટેક નેક માટે ઇતિહાસમાં અમર થઇ ગયું છે. વીર સમાજમા એનાં યશોગાન હજી યે હાસે ગવાય છે.

અતિશય પરિશ્રમને લીધે પ્રતાપની તબિયત લથડી, ને ઇ. સ. ૧૫૯૭ માં તે આ લોકનો ત્યાગ કરી અમર ધામમાં સીધાવ્યો. મેવાડનો સંપૂર્ણ ઉદ્ધાર થતાં લગી મહેલમાં નહિ રહેવાની, દાઢી નહિ મુડાવવાની, ધાતુ પાત્રમાં નહિ જમવાની તથા તળાઇમાં નહિ સુવાની એણે પ્રતિજ્ઞા કરી હતી.

( અહા ! પ્રતાપ ! ત્હારી દેશદાઝ અને ટેકનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં જ છે ! )

# *( ૪૭ ) અકબરનો નવો ધર્મ

અકબરનો સ્વભાવ જન્મથી જ ઉદાર હતો, અને અબ્દુલ લતિફના સુશિક્ષણે તેને ઓપ આપ્યો હતો. છતાં પોતાની કારકિર્દીના પહેલા ભાગમાં તે મુસલમાન રીત રીવાજ પ્રમાણે જ વર્તતો હતો. દિવસમાં તે પાંચવાર નમાજ પઢતો, કુરાનના પાઠ પઢાવતો, તેમ સાધુ ઓલીઆઓનાં દર્શને પણ જતો. બસેં માઇલ પગે ચાલીને અજમેરના પીરની યાત્રાએ પણ તે જતો હતો. અર્થાત્ કે શરૂઆતમાં તે એક સાચા મુસલમાન તરીકે રહેતો હતો. તથાપિ ધર્માંધ ઉલમાઓની પક્ષપાતભરી ન્યાયપદ્ધતિ તથા ઇતર કોમો પ્રત્યેનો તેમનો દ્વેષભાવ અને અત્યાચાર જોઇ અકબરનું ઉદાર હૃદય ઘણું દાઝતું. તે વખતમાં ઉલમાઓનો દોર એટલો બધો હતો કે ધારે તો તેઓ રાજસત્તાને પણ ઉંચે મૂકી કામ કરે ! ઉમલાઓની આ જોહુકમીને તોડી પાડી પોતાની સર્વ પ્રજાને એક સરખો ઇન્સાફ મળે એવી વ્યવસ્થા કરવાનો અકબરનો વિચાર દિવસે દિવસે પાકો થતો જતો હતો. તેવામાં ઇ. સ. ૧૫૭૪ માં એને સુરી પંથી અબુલફજલનો ભેટો થયો. અબુલફજલના ધાર્મિક વિચારો ઘણા વિશાળ અને ઉદાર હતા. એણે જુદા જુદા ધર્મના વિદ્વાન પંડિતોનો વાદ કરાવવાની બાદશાહને સલાહ આપી. જુદા જુદા ધર્મના વિદ્વાનોના સમાગમમાં આવતાં અકબરની મુસલમાન ધર્મ વિષેની શ્રદ્ધા મોળી પડતી ગઇ. એની ખાત્રી થઇ કે દરેક ધર્મમાં બુદ્ધિમાન વ્યક્તિઓ અને સત્યજ્ઞાન રહેલાં છે, એકલો મુસલમાન ધર્મ જ એ વાતનો દાવો ન કરી શકે.

પરિણામે એણે પોતાની ધર્મ માન્યતા બદલી. ઇ. સ. ૧૫૭૫ માં એણે પોતાના શિક્કામાં '**અલ્લા હો અકબર**' એ વચન કોતરાવ્યું. ત્યાર પછી મુખ્ય મુખ્ય ઉલમાઓ પાસે યુક્તિથી તેણે કરાર–નામું લખાવી લીધું કે ઉલમાઓના મતભેદને પ્રસંગે અકબરનો ચૂકાદો

છેવટનો ગણાશે. એ મતલબનો તેમની સહીઓ સાથેનો ઢંઢેરો પણ એણે બહાર પાડયો. એ રીતે રાજ્યસત્તા સાથે ધર્મસત્તા પણ અકબરે હાથ કરી લીધી, ને "દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા" એ બિરદ ધારણ કર્યું.

ત્યાર પછી અકબરે પોતાનો નવો ધર્મ પ્રકાશમાં મેલ્યો. એ નવા ધર્મનું નામ "**તૌહિદ-ઇ-ઇલાહિ**" રાખવામાં આવ્યું હતું, અને તેમાં સઘળા જ ધર્મનો સારાંશ એકત્ર કરવામાં આવ્યો હતો. ઇશ્વર એક છે ને અકબર તેનો પ્રતિનિધિ છે, એ એનું પ્રથમ સૂત્ર હતું. એ ધર્મમાં પ્રાર્થનાનો પ્રકાર જરથોસ્ત ધર્મને અનુસરતો અને ક્રિયાકાંડનો પ્રકાર હિંદુ ધર્મને અનુસરતો રાખવામા આવ્યો હતો. અકબર રાત્રે વિચિત્ર દીપમાળ સળગાવી ઇશ્વરની ઉપાસના કરતો. હિંદુ રાણીઓના સહવાસમાં આવ્યા પછી હોમ હવન કરતાં પણ તે શીખ્યો હતો.

સૂર્ય અને અગ્નિને તે દંડવત્ કરતો, અને કપાળે ત્રિપુંડ કરી ગળામાં સોનાનું જનોઇ પણ ધારણ કરતો. એ નવા ધર્મમા પુનર્જન્મના સિદ્ધાંતને પણ સ્થાન આપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૬૦૦ માં તો એક વખતે તેણે ફતેહપુરની જુમ્મામસ્જીદમાં એ ધર્મનો જાહેર રીતે પ્રચાર પણ કર્યો હતો. અબુલફજલની એ કામમાં એને ઘણી સહાય હતી, તેથી એના પર ઝનુની મુસલમાનો બહુ બળવા માંડયા હતા. એને તેમજ અકબરને તેઓ નાસ્તિક કહેતા હતા. અબુલફજલના ખૂન પછી અકબરનો મુખ્ય આધાર તુટી પડયો એટલે એ ધર્મની આગળ ખીલવણી થતી અટકી ગઇ, ને અકબરના મરણ પછી તો તે સમૂળગો લોપ પામ્યો.

એ ધર્મ ગમે તેવો હોય પણ તેની અસર રાજકીય પ્રકરણ પર ઘણી ફાયદેમંદ થઇ. સર્વ ધર્મના લોકો દિલ્હીના બાદશાહને સરખા અભિમાન અને ભક્તિભાવથી જોવા લાગ્યા.

# *( ૪૮ ) અકબરના સુધારા

પ્રજાના હિત તરફ નજર રાખી અકબરે અનેક સુધારા અમલમાં આણ્યા હતા. સતીનો ચાલ, ખાસ કરીને બળાત્કારે સતી કરવાનો ચાલ બંધ પાડવા તેણે કાયદો ઘડયો હતો. વળી બાળલગ્ન અટકાવનારા તથા મરજી હોય તેને વિધવાવિવાહ કરવાની છૂટ આપનારા કાયદા પણ એણે અમલમાં આણ્યા હતા. મુસલમાનોમાં થતી સૂન્નતની પવિત્ર ક્રિયા બાર વર્ષ પહેલાં ન થઇ શકે તેવો, તથા નજદીકની સગાઇમાં, તેમજ વર કરતાં મોટી ઉંમરની સ્ત્રી સાથે થતાં લગ્ન અટકાવનારા કાયદા પણ અમલમાં મૂકાયા હતા. યજ્ઞમાં થતી પશુહિંસા સામે એણે વાંધો ઉઠાવ્યો હતો, અને ગાય, ભેંસ, પાડા, બળદ, ઉંટ વિગેરે ઉપયોગી પ્રાણીઓનો વધ કરવાની આખા રાજ્યમાં અકબરે મના કરી હતી. રવિવારને દિવસે હિંસા નહિ કરવાનો, તેમજ ગોમાંસનું વેચાણ અટકાવવાનો પણ એણે યોગ્ય બંદોબસ્ત કર્યો હતો. વેશ્યાઓને શહેરમાંથી કાઢી શહેરથી દૂર એક અલગ જગ્યામા વસાવી હતી. એ જગ્યાનું નામ 'સેતાનપુર' રાખ્યું હતું, અને તે ભાગમાં જવર અવર કરનાર શખ્સોની નોંધ લેવા સારૂ તેણે એક ખાસ નાકું પણ ત્યાં બેસાડયું હતું. આ પરથી જાહેર નીતિ માટે તે કેટલી કાળજી રાખતો હતો તે સ્પષ્ટ જણાઇ આવે છે.

અકબર માત્ર આવા સુધારાના કાયદા જ ઘડીને બેસી રહ્યો હતો એમ નથી. એ કાયદાનું યથાર્થ પાલન થાય છે કે નહિ તે માટે કડક દેખરેખ રાખવા સારૂ રાજ્યના તમામ અમલદારોને તાકીદ કરવામાં આવી હતી; એટલુંજ નહિ પણ અકબર જાતે પણ તે માટે ખાસ કાળજી રાખતો.

કહે છે કે અંબરના રાજા જયમલની પાછળ તેની સ્ત્રી સતી થવા રાજી નહોતી. તેથી તેના પુત્રે લોકનિંદાથી ડરી જઇ તેને

બળાત્કારે સતી કરવાની પેરવી કરી. એ વાતની અકબરને ખબર થતાં જ તાબડતોબ એણે એક દૂતને ફરમાન સાથે મોકલી આપવાની ગોઠવણ કરી. પણ પછી દૂત જેવા માણસને અભિમાની રજપુતો ગાંઠે કે ન ગાંઠે એવી શંકા આવવાથી તે પોતે જ ઘોડા પર સ્વાર થઈ રાણીને બાળવાની તૈયારી થઇ રહી હતી તે ઠેકાણે જઇ પહોંચ્યો. બાદશાહને એકાએક આવેલો જોઇ બધા દિગ્મૂઢ થઈ ગયા. તેમણે રાણીને છોડી દીધી ને પોતાની કસુર બદલ બાદશાહની માફી માગી. અકબરે તે સ્ત્રીને માનભેર તેને પિયેર મોકલી આપીને પછી દાખલો બેસાડવા સારૂ એ કામમાં આગેવાની ભર્યો ભાગ લેનાર રજપુતોને સખત કેદની સજા કરી.

વળી ગુપ્ત વેશે લોકોનાં દુઃખ અને તેમને થએલા અન્યાય જાણી લઇ તે દૂર કરવાનો પણ તે પ્રયત્ન કરતો હતો. લોકોને મોઢે પોતાનું કે પોતાના અમલદારોનું ભુંડું સાંભળી તેમને સજા કરવાને બદલે તેમની ફરિયાદોનો યોગ્ય બંદોબસ્ત કરવાની ઉત્કંઠા ધરનાર એવા પ્રજાવત્સલ રાજાને પ્રજા હજી પણ પ્રેમથી સંભારે તેમા શી નવાઈ!

---

## ( ૪૯ ) અકબરના સમયમાં સંસ્કૃત ભાષાનો પ્રચાર

ચિર શાંતિને ચ્હાનારો અકબર માત્ર ઉદાર ધર્મ વ્યવસ્થા અને સુરાજ્ય–વ્યવસ્થા સ્થાપીને જ સંતોષ પામ્યો નહિ. મુસલમાન સમાજને સંસ્કૃત ભાષાની ખુબીઓથી વાકેફગાર કરી તેમને હિંદુઓના ગાઢા પરિચયમાં લાવવાનો પણ તેણે પ્રયત્ન આદર્યો. એના એ પ્રયત્ન અને ઉત્તેજનથી અનેક મુસલમાન પંડિતો સંસ્કૃત શીખ્યા એટલુંજ નહિ પણ સંસ્કૃતનો એમને એવો શોખ વધી ગયો કે તેઓ વાદવિવાદ પણ સંસ્કૃતમાં ચલાવવા લાગ્યા !

અકબરના દરબારમાં સંસ્કૃત જાણનારા મુસલમાન પંડિતોમાં ફૈજી, નકિબખાં, મૌલા મોહમદ, મૌલા સાબરી, સુલતાન હાજી, હાજી ઇબ્રાહીમ અને બદાઉની એ મુખ્ય હતા. એ પંડિતો પાસે અકબરે રામાયણ, સિંહાસન બત્રીસી, મહાભારત, અથર્વવેદ આદિ સંસ્કૃત ગ્રંથોના અનુવાદ કરાવ્યા. મુસલમાન ધર્મના પૂરા અભિમાની બદાઉની સિવાય બધા જ પંડિતોને એ કામમાં અત્યંત રસ પડતો. બદાઉનીના લખવા પ્રમાણે મહાભારતનું ભાષાંતર કરતાં કરતાં અનેક મુસલમાન પંડિતો રામશરણ થયા હતા, છતાં પણ એ અનુવાદ પૂરો થયો હતો. મહાભારતનો એ ફારસી અનુવાદ 'રાજનામા' નામે પ્રસિદ્ધ છે. એમાં ચિત્રો વગેરેની પણ વ્યવસ્થા કરાઇ હતી, અને અમીર ઉમરાવોને તેની એક એક નકલ લેવાની ફરમાસ થઇ હતી. એ સિવાય લીલાવતી., જાતક, હરિવંશ, નળ દમયંતી, વગેરેના પણ ફારસી અનુવાદો અકબરે કરાવ્યા હતા.

આ ઉપરથી એમ નથી સમજવાનું કે અકબરના પહેલાં મુસલમાનોમાં સંસ્કૃત જાણનાર પંડિતો કોઇ નહોતા નીપજ્યા. અકબરના ઘણા કાળ પૂર્વે સંસ્કૃતમાંથી પંચતંત્ર, બીજગણિત, ચરક, સુશ્રુત, સામુદ્રિક તથા અશ્વવિદ્યા પરના ગ્રંથો વગેરેના અરબી તથા ફારસીમાં અનુવાદ થયા હતા. રાજાઓ તરફથી પણ એ કામને આશ્રય મળતો હતો. તોપણ અકબરના સમયમાં સંસ્કૃત ભાષાનો જેટલો બહોળો અને જાહેર પ્રચાર થયો તેટલો એ પહેલાં નહોતો થયો, એમ કહ્યા વગર ન ચાલે.

---

# (૫૦) અકબરની જમાબંધી અને મહેસુલી વ્યવસ્થા

અકબરે ધર્મ, સમાજ અને શાસન પદ્ધતિમાં સુધારણા કરી કીર્તિ મેળવી છે. પરંતુ તેની ખરી કીર્તિ તો તેની જમાબંધીની સુધારણામાં રહેલી છે.

રાજ્યનીતિકુશળ શેરશાહના ધોરણ પર જ અકબરની જમાબંધીની ખીલાવટ થઇ હતી. એ કામમા રાજા ટોડરમલની એને પુષ્કળ સહાય હતી. એની જ બુદ્ધિ અને હુશિયારીથી અકબરની જમાબંધી યશસ્વી થવા પામી હતી.

અકબરે પ્રથમ તો પોતાના રાજ્યની સઘળી જમીનની માપણી કરાવી જમીનની ફળદ્રુપતાના પ્રમાણમાં તેને ત્રણ પ્રતમાં વહેંચી નાખી. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એ ત્રણે પ્રતના પ્રત્યેક વીઘામાં ઉત્પન્ન થતા પાકની સરાસરી કાઢી તેનો ⅓ ભાગ સરકારધારા તરીકે લેવાનું ઠરાવ્યું. ઠરાવેલા ધોરણ કરતાં કોઇ જમીનમાં પાક ઓછો ઉતરતો હોય, તેવે પ્રસંગે ખેડુત સરકારને ફરી તપાસ માટે અરજી કરી શકતો, અને તેને યોગ્ય ન્યાય આપવાનો બંદોબસ્ત થતો. સરકારધારો રોકડ કિંવા અનાજ રૂપે આપી શકાતો; પરંતુ ગળી, ગાંજો, અને શેરડી જેવા પાકોનું મહેસુલ રોકડમાં લેવાનો ઠરાવ હતો.

વળી, જે બીની વાવણીમાં ચાસની જરૂર પડે છે તેનો સરકારધારો તે પાક આબાદ ઉતરતો તો જ લેવામાં આવતો. રેલ કે અતિવૃષ્ટિથી ખેતી નાશ પામતી ત્યારે, કિંવા એકી સામટા ત્રણ વરસ જમીન પડતર રહેતી ત્યારે, તેમજ જે જમીનને ફરી ખેડાણમાં લાવવા માટે ભારે ખર્ચની જરૂર પડે તેમ હોય ત્યારે તેવી જમીનનું મહેસુલ પહેલાં બે વરસ માત્ર ⅙ જ લેવાનો નિયમ હતો. તે પછી

ક્રમેક્રમે વધારતાં જઇ પાંચ વરસે પૂરો સરકારધારો વસુલ કરવામાં આવતો. ઇજારો આપવાની રૂઢિ બંધ પાડી અકબરે રૈયતને ઇજારદારોના ત્રાસમાંથી છોડવી હતી.

શેરશાહના કરતાં અકબરનો મહેસુલી દર કંઇક વધારે હતો ખરો, પરંતુ તેની સાથે રાજા તથા અમલદારોના નામથી લેવામાં આવતા જુદા જુદા કરો નાબુદ કર્યાથી, તેમજ ઉધરાતદાર લોકોની પાનસોપારી ને ખુશબખ્તી પર ખાસ અંકુશ મૂકાયાથી રૈયત પરનો બોજો એકંદરે હલકો થયો હતો. જમાબંધીનો આંકડો પહેલાં દર વર્ષે નવેસર નક્કી કરવાનો વહીવટ હતો. પરંતુ અનુભવને અંતે તે દર દશ વર્ષને માટે કાયમ ઠરાવવામાં આવતો હતો.

હિંદુ પ્રજાને અપમાનકારક જઝિયા અને જાત્રા વેરા નાબુદ કરવામાં આવ્યા હતા. તેની ખોટ પૂરી પાડવા જકાત અને બંદરના લાગાના દર વધારવામાં આવ્યા હતા.

અકબરનું એકંદર મહેસુલ ઓછામાં ઓછું ૯ કરોડ અને વધારેમાં વધારે ૧૭ાા કરોડ સુધી હતું.

# * (૫૧) અકબરનો નવ રત્ન દરબાર

મધ્યકાળમાં થઇ ગએલા પ્રખ્યાત રાજા વિક્રમ અને ભોજની પેઠે અકબરનો દરબાર પણ વિદ્વાન ને ગુણી લોકોથી સર્વદા ભરપૂર રહેતો. અકબરની વિદ્યાવિલાસિતા તથા ઉદાર રાજ્યનીતિથી લોભાઇ જુદા જુદા ધર્મના અને જુદા જુદા દેશના અનેક પંડિતો તેના દરબારમાં આવતા હતા. અકબર પણ તેમના ગુણ અને વિદ્યાની કદર આંકી દરેકને યોગ્ય આશ્રય ને ઓદ્ધો આપતો. અકબરના આશ્રય તળે એવા અનેક ગુણવાન જનો પ્રકાશમાં આવ્યા હતા, પણ તેમાં નવ જણ મુખ્ય છે, અને તેઓ અકબરના દરબારનાં નવ-રત્ન તરીકે ઓળખાય છેઃ—

(૧) અબુલફ્જલ (૨) ફૈજી (૩) રાજા માનસિંહ (૪) મુલ્લાં દોપ્યાજા (૫) રાજા ટોડરમલ (૬) રાજા બીરબલ (૭) તાનસેન (૮) હકીમ હુમામ, અને (૯) બદાઉની.

(૧) **અબુલફ્જલઃ**—ઇ. સ. ૧૫૭૪ માં પહેલ વહેલો અકબરના દરબારમાં એનો પ્રવેશ થયો. ત્યાર પછી પોતાની બુદ્ધિ અને વિદ્યાના બળે તે અકબરનો ખાસ વિશ્વાસુ અને અંગત મિત્ર થઇ પડયો હતો. એ ચતુર મુત્સદ્દી હોઇ અકબરના નવીન ધર્મના પ્રચારમાં એની જ મુખ્ય મદદ હતી. પ્રસિદ્ધ 'આઇને અકબરી' એનું લખેલું છે. શાહજાદા સલીમે એનો ઘાત કરાવ્યો, ઇ. સ. ૧૬૦૩.

(૨) **ફૈજીઃ**—અબુલફ્જલનો એ મોટોભાઇ થાય. એ મોટો કવિ અને ફીલસુફ હતો. સંસ્કૃતમાં એ ઘણો કુશળ હતો. ઇ. સ. ૧૫૯૫ માં એનું મરણ થતાં અકબરે ભારે શોક દર્શાવ્યો હતો.

(૩) **રાજા માનસિંહઃ**—એ જયપુરનો રાજા હતો. એની બેન અકબરને અને છોકરી સલીમને દીધેલી હતી. અકબરનો એ એક મોટામાં મોટો સેનાપતિ હતો. અકબરની જીતોમાંની અડધો અડધ

જીતો એના જ બાહુબળને આભારી હતી. ઇ. સ. ૧૬૧૪ માં એનું મૃત્યુ થયું.

( ૪ ) **મુલ્લાં દોપ્યાજા**:—એ એક આરબ વિદ્વાન હોઇ ઘણો મશ્કરો હતો. સભામાં બીરબલ અને એને પુષ્કળ તડાતડી ઉડતી. અકબરના નવા ધર્મમંદિરનો એ રક્ષક હતો, અને શિકાર તથા સ્વારીમાં પાદશાહની સાથે રહેવાનો એને હુકમ હતો. એનું મરણ ઇ. સ. ૧૬૦૦ માં નીપજ્યું.

( ૫ ) **રાજા ટોડરમલ**:—એ જાતનો ખત્રી એટલે વણકર હતો, છતાં યુદ્ધ કળામાં કુશળ હતો. જમાબંધીના કામમાં એ ઘણો જ હુશિયાર હોઇ ખેડુતને હિતકર એવી અકબરની જમાબંધીની વ્યવસ્થા એની જ બુદ્ધિને આભારી હતી. એ પોતાના ધર્મનો ખાસ અભિમાની હોવાથી અબુલફજલ અને એને ગોઠતું આવતું નહિ. એનું મૃત્યુ ઇ. સ. ૧૫૮૦ માં થયું. અકબરના હુકમથી ઉર્દુ ભાષા એણે જ નીપજાવી કાઢી હતી.

( ૬ ) **રાજા બીરબલ**:—એનું મૂળ નામ મહેશદાસ હોઇ જાતનો બારોટ હતો. એના શૌર્યથી ખુશ થઇ અકબરે એને 'રાજા બીરબલ'નો ઇલ્કાબ આપ્યો હતો. તે અજબ મશ્કરો અને હાજર-જવાબી હતો. એના વિનોદ અને હાજરજવાબોનો સંગ્રહ 'બાદશાહ અને બીરબલ' નામે પુસ્તક રૂપે બહાર પડેલો છે. એ કાબુલ તરફ પઠાણોનું બંડ સમાવતાં ઇ. સ. ૧૫૮૫ મા માર્યો ગયો.

( ૭ ) **તાનસેન**:—એ અચ્છો ગવૈયો હોઇ પહેલાં રાયચંદ્ર વાઘેલાના દરબારમાં હતો. પણ અકબરે તેની માગણી કરતાં રાયચંદ્રે એને આગ્રા મોકલી આપ્યો હતો. એના પહેલા જ ગાયનથી ખુશ થઇ અકબરે એને બે લાખ રૂપિયાનું ઇનામ આપ્યું હતું. તેણે અકબરના નામ જોડેલાં અનેક ગાયનો ને કવનો રચેલાં છે, જે લોકો હજી પણ પ્રેમથી ગાય છે.

( ૮ ) **હકીમ હુમામઃ**—એ એક કુશળ હકીમ હોઇ ઇ. સઃ ૧૫૭૬ માં અકબરના દરબારમાં દાખલ થયો હતો. એના પર અકબરની ઘણી મહેરબાની થઇ હતી. તે નજીક ન હોય તો અકબરને ખાવાનું ભાવતું નહિ, એટલો એના પર એનો ભાવ હતો. એનું મરણ ઇ. સ. ૧૫૯૬ માં થયું.

( ૯ ) **બદાઉની:**–એનું આખું નામ મુલ્લા અબ્દુલકાદર બદાઉની. એ ચુસ્ત મુસલમાન હતો. એને અકબરનો નવો પંથ મુદ્દલે રૂચતો નહિ. લાગ મળે તે અકબર અને ફૈજલની નિંદા કરવા ચૂકતો નહિ. છતાં તે વિદ્વાન, બુદ્ધિમાન, અને સ્પષ્ટવક્તા હતો. રામાયણ, સિંહાસનબત્રીસી તથા મહાભારતના કેટલાક ભાગનો તરજુમો એને હાથે થયો હતો.

આ સિવાય શિઘ્રકવિ ગંગ, રાજકવિ પૃથુરાજ, અજીજ કોકા વગેરે અનેક શૂરા અને વિદ્વાન નરો અકબરના દરબારમાં હતા. અર્થાત્ તે વખતમાં અકબરનો દરબાર વિદ્વાન અને ગુણી જનોનું કેન્દ્રસ્થાન હતું; એમાં જરાયે શક નહિ.

---

## *( ૫૨ ) એક શાહુકારની ચોરીનો ઇન્સાફ

અકબરની રાજધાનીમાં એક વખતે એક શાહુકારને ત્યાં મહોરથી ભરેલી એક કોથળીની ચોરી થઇ. શાહુકારની પક્કી ખાત્રી હતી કે ચોરી કરનાર ઘરનો ને ઘરનો જ કોઇ આદમી છે. છતાં પોતાના છ એ નોકરો પર શાહુકારને એટલો બધો વિશ્વાસ હતો કે કોઇના પર શક લાવવાની તેની હિંમત ચાલી નહિ. તેથી છેવટે તેણે અકબર બાદશાહની પાસે જઇ સઘળી બીના નિવેદન કરી. અકબરને પણ એ વાત ગુંચવણભરી લાગી. તેથી એ કેસનો નિકાલ કરવાનું કામ એણે બીરબલને સોપ્યું.

બીરબલે સઘળી હકીકત સાંભળી લઇ તે શાહુકારના છ એ નોકરોને બોલાવ્યા. નોકરો બધાય દેખીતા ભલા અને પ્રામાણિક લાગતા હતા. તેથી કોઇના પર શક લઇ જવાનું અઘરૂં જ હતું. છેવટે બીરબલે એક યુક્તિ શોધી કાઢી. તેણે છ સરખા માપની સળીઓ મગાવી, અને જાણે પોતે કંઇ મંત્ર ભણતો હોય તેમ થોડી વાર બબડી એક એક જણને એક એક સળી ફુંક મારી આપી. પછી તે દરેકને રાત્રે જુદા જુદા ઓરડામા રાખવાનો હુકમ કરી જણાવી દીધું કે "સવારમા દરેકની સળી તપાસવામા આવશે. જે ચોર હશે તેની સળી એક આંગળ લાબી વધી જશે."

હવે, જે ખરો ચોર હતો તે જરા કમઅક્કલનો હતો. તેણે બીરબલની વાત સાચી માની લીધી, અને પોતાનો ગુન્હો છૂપાવવાની દાનતથી તેણે પોતાની સળી અગાઉથી જ એક આંગળ કાપી નાખી. સવારમાં બધાની સળીઓ તપાસતાં પેલાની સળી એક આંગળ ટુંકી થએલી પકડાઇ. એટલે તુરત જ બીરબલે તેને ખરા ચોર તરીકે માની ચોરેલી કોથળી બતાવવાનું કહ્યું. પહેલાં તો તે વાત એ સાવ નામુક્કર ગયો. પરંતુ પછી જ્યારે અને મારવાનો હુકમ કર્યો, ત્યારે તેણે પોતાનો અપરાધ કબુલ કર્યો ને ચોરેલો માલ દાટેલી જગાએથી કાઢી બીરબલ આગળ રજુ કર્યો.

એ રીતે ઇન્સાફના વિકટ સવાલોમાં અકબરને બીરબલની ઘણી સહાય હતી. એનીજ બુદ્ધિ અને ચતુરાઇના પ્રતાપે અકબરનો ન્યાય જયાં ત્યાં વખણાયો.+

---

## *( ૫૩ ) તુર્કસ્તાનના સુલતાનને અકબર બાદશાહનો બોધ

એક વખતે તુર્કસ્તાનના સુલતાને અકબર બાદશાહ પર એક કાગળ લખી પોતાના એલચી સાથે મોકલી આપ્યો. તે કાગળમા બીજી બીનાઓ સાથે સુલતાને એવું લખ્યું હતું કે "હિંદુસ્થાનમા જીંદગી વધારવાનો એક જાતનો રોપો થાય છે એવું મારા સાંભળવામાં આવ્યું છે, તો આપણી દોસ્તીના હક્કમાં એવો એક રોપો મને મોકલી આપશો."

સુલતાનની આવી વિચિત્ર માગણી વાચી અકબરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ એલચીને શું જવાબ આપવો તેનો એને વિચાર થઇ પડયો. છેવટે બીરબલની સલાહથી બાદશાહે તે તુર્કી એલચી અને તેના માણસોને એક ડુંગરી કિલ્લામા કેદ પૂરવાનો હુકમ આપ્યો. હુકમ મુજબ તેમને કેદ પૂર્યા પછી અકબર અને બીરબલ તેમની પાસે ગયા. બાદશાહના ફરમાનથી બીરબલે તેમને જણાવ્યુ કે "તમારા સુલતાને મંગાવેલી વસ્તુ હાલ તો અમે તમને આપી શકતા નથી, માટે તે તમને મળે ત્યાં સુધી તમે આ કેદખાનામાં જ રહો. આ ડુંગર અને ને પરનો કિલ્લો જયાં સુધી પડશે નહિ, ત્યાં સુધી તમને રજા આપવામાં આવશે નહિ. તમારાં સુખ સગવડ માટે સઘળી જ ગોઠવણ થશે. માટે તે બાબત બેફિકર રહેવું."

પેલો એલચી અને તેના સાથીઓ પોતાના નસીબને દોષ દઇ

---

+બીરબલની ચતુરાઇ અને હાજરજવાબીના બીજા કિસ્સા જાણવા સારૂ 'બાદશાહ અને બીરબલ' નામનું પુસ્તક વાંચો.

હાય અફસોસ કરવા લાગ્યા. પ્રભુને પ્રાર્થના કરી તેઓ કહેવા લાગ્યા કે "હે પ્રભો! અમે વગર વાંકે અહીં ફસાઇ પડયા છીએ. હાય! આ ડુંગરી કિલ્લો કોણ જાણે કયારે પડશે, અને અમારો છુટકારો કયારે થશે ? પ્રભુ, અમારા પર દયા કર." એમ રોજ ને રોજ તેઓ સાંજ સવાર હાય નાંખી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા. આખરે એક દહાડો એવું બન્યું કે તે જગાએ ધરતીકંપ થયો અને તેના આચકાથી તે ડુંગર તથા તેની ઉપરના કિલ્લાનો થોડો ભાગ તૂટી પડયો.

બાદશાહને એ વાતની ખબર થતાં તેણે તે તુર્કી એલચી અને તેના સાથીઓને કેદમાથી છોડવી મંગાવ્યા અને તેમને સંબોધી કહ્યું, "હું ધારૂં છું કે તમારા સુલતાને મંગાવેલી ચીજનો સાર તમે પામી ગયા જ હશો. તમારા સો જણની હાયથી આવો મજબૂત ગઢ પણ થોડા રોજમા તૂટી ગયો, તો પછી આખી પ્રજાની હાયથી આખી બાદશાહી ને બાદશાહી ઉખડી જાય તેમા શું નવાઇ! તમારા સુલતાનને આ ઘટના બરાબર સમજાવજો અને કહેજો કે ગરીબ રૈયતની હાય કદી ન લેવી. પ્રજાને જેમ બને તેમ સંતુષ્ટ રાખી નિરંતર રાજી કરવી. પ્રજાની શુભાશિષથી જ રાજય અને રાજાની જીંદગી વધે છે, બાકી રોપા ઓપાની વાત મિથ્યા છે."

तुलसी हाय गरीबकी, कबु न खाली जात;
मुआ ढोरके चामसे लोहा भस्म हो जात !

પછી તે એલચી અને તેના સાથીઓને ઇનામ અકરામથી સંતોષી બાદશાહે તેમને દેશ વિદાય કર્યા. તેમની વાત સાભળી તુર્કસ્તાનનો સુલતાન તથા તેના દરબારીઓ હિંદુસ્થાનના બાદશાહની અક્કલ પર આફ્રીન થયા!

---

# * ( ૫૪ ) અકબરના વખતની હિંદની સ્થિતિ

(૧) **સામાજિકઃ**—અકબરના સમયમાં લોકોની સામાજિક સ્થિતિ સુખકર અને સંતોષકારક હતી. સામાજિક કાર્યોમાં હિંદુ મુસલમાનોનો ભેદ નાબુદ થયો હતો. પ્રજાને હિતકર એવા અનેક સુધારાઓ રાજ્ય તરફથી અમલમાં મેલાયા હતા. પ્રજાનું નૈતિક બળ વધારવા તરફ પણ રાજ્યની કાળજી હતી. અકબરના વખતના હિંદુસ્તાન અને યુરોપની તુલના કરતાં હિંદુસ્તાનની જ યોગ્યતા વધારે ઠરે છે. તે વખતના મધ્ય હિંદુસ્તાનના સામાન્ય લોકો કરતાં ઇંગ્લંડના સામાન્ય જનસમૂહની સ્થિતિ વધારે સુખકર નહોતી. ખેડુત તેમજ બીજો રૈયત વર્ગ સુખી અને આબાદ હતો. લોકો મુસલમાન બાદશાહને ચ્હાતા થયા હતા.

(૨) **ધાર્મિકઃ**—અકબરનો સમય એ જગત ભરમાં ધર્મની ઉથલપાથલનો સમય હતો, એમ કહીએ તો ચાલે. અકબરની ઉદાર, ધાર્મિક નીતિથી સર્વ જાતના લોકોને ધાર્મિક સ્વતંત્રતા મળી હતી. અનેક પંથનાં દેવાલયો અસ્તિત્વમાં આવ્યાં હતાં, અને લોકો છૂટથી પોતાને મન ફાવતો ધર્મ પાળી શકતા હતા. ધર્મના સંબંધમાં કોઇના પર અત્યાચાર થતો નહિ. એવા અત્યાચાર કરનારને રાજ્ય તરફથી સખત સજા થતી.

(૩) **આર્થિકઃ**—આર્થિક બાબતમાં અકબરની પ્રજા ઘણી જ આબાદ અને સુખી હતી. વેપાર ઉદ્યોગ અને કારીગરીને રાજ્ય તરફથી અચ્છું ઉત્તેજન મળતું. યુરોપના જુદા જુદા દેશના વેપારીઓ હિંદમાં આવવા લાગ્યા હતા, તેથી યુરોપ સાથેનો હિંદનાં બંદરોનો વેપાર ધીકતો હતો. વેપાર અને જાત્રાળુઓના રક્ષણ માટે બંધાવેલાં બાદશાહી જહાજો મલાક્કા અને જીબ્રાલ્ટર સુધીની સફરો ખેડતાં. તે વખતે અન્ન વસ્ત્રની કોઇને જ તંગી પડતી નહિ. તે વખતની સોંઘારત પણ એટલી હતી કે તેની કલ્પના સુદ્ધાં આપણને આજના જમાનામાં

ન આવે! ઘઉં ૦-૪-૦, ચોખા ૦-૮-૦ થી ૦-૧૨-૦ સુધી, ઘી ૨-૧૦-૦, તેલ ૨-૦-૦, મીઠું ૦-૬-૦, સાકર ૧-૬-૦ તથા દૂધ ૨-૧૦-૦ બંગાળી મણ મળતું! ત્રણશેર વજનની એક એવી ૧૦૦૦ ઈંટોના ફક્ત ૦-૧૨-૦ પડતા! મજૂરી પણ ઘણી સસ્તી હતી.* અર્થાત્ કે અકબરના વખતમાં હિંદ દેશ ખાધેપીધે તેમ પૈસેટકે આબાદ અને સમૃદ્ધ હતો.

કહે છે કે એક વાર અકબરે પોતાના ધનભંડારમાંનું સોનું જોખવાનો ખજાનચીને હુકમ આપ્યો. તે પરથી શહેરના શરાફોની દુકાનેથી સોનું તોળનારાને કાંટા સહિત બોલવવામાં આવ્યા. તે સર્વે કાંટાવાળાઓએ પાંચ માસ રાત ને દિવસ સોનું તોળ તોળ કર્યા કર્યું. પછી બાદશાહે તેનું પરિણામ જાણવા એક હજુરીઆને મોકલ્યો, ત્યારે ખજાનચીએ જવાબમાં એવો સંદેશો કહાવ્યો કે "પાંચ માસ થયાં રાત દિવસ ૧૦૦૦ કાટાવાળાની મદદથી સોનું જોખાય છે, તથાપિ હજી પાર આવ્યો નથી. તે પરથી બાદશાહે સોનું તથા સોનાના દાગીના પાછા ઠેકાણે મૂકી દેવાનો હુકમ કર્યો. આ સિવાય રાજભંડારનું ઝવેરાત અને રૂપુ ચાદી તો જુદું જ! એકલા રાજભંડારમાં જ આટલું સોનું હતું, તો દેશના સઘળા ભાગોમાં થઇ કુલ કેટલું બધું હશે! અકબરના સમયની એ સમૃદ્ધિ અને આબાદી સાથે હાલની ગરીબાઇ અને તંગીની તુલના કરતાં હૃદયને ખરેખર દુઃખ થયા વગર રહેતું નથી. હિંદની એ અઢળક દોલત ક્યાં અને કેમ જતી રહી તેનો દરેક હિંદીએ વિચાર કરવો ઘટે.

---

* વધુ માહીતિ માટે 'આઇને અકબરી' નામનું પુસ્તક જોવું.

## ( ૫૫ ) અકબરનું મરણ

બીરબલ, ફૈજી અને અબુલફજલ જેવા જીવજાન મિત્રો, તીર્થ-સ્વરૂપ માતા હમીદા તથા મુરાદ અને દાનિયાલ જેવા પ્રિય પુત્રોનાં મરણના ઉપરા છાપરી આઘાતોથી અકબરની તબિયત લથડી. ઇ. સ. ૧૬૦૫ ના સપ્ટેમ્બરમાં એને અતિસારનો રોગ લાગુ થયો. કુદરત પર ભરોસો રાખી આઠ દિવસ સુધી હકીમે કોઇ જાતની દવા આપી નહિ. પણ પછી રોગને વધતો જોઇ હકીમે દવા આપવી શરૂ કરી. પણ તૂટી તેની બુટી શી? અતિસારમાથી તાવ લાગુ પડયો અને બાદશાહની જીંદગી વિષે સર્વ જણ નિરાશ થવા લાગ્યા.

અકબરની અંતિમ અવસ્થા જોઇ તેની પાછળ તખ્ત પર કોને બેસાડવો તે માટે ખટપટો થવા લાગી. સલીમના દુરાચરણોથી ક્રોધે ભરાઇ અકબરે એકવાર નિશ્ચય કર્યો હતો કે તેને રાજ્ય ન આપવું. પણ પાછળથી દાનિયાલના મરણ પછી પુત્રપ્રેમથી પ્રેરાઇ બાદશાહે એના સઘળા અપરાધો માફ કર્યા હતા, અને પોતાનો નિશ્ચય ફેરવ્યો હતો. અકબરના તે વખતના કરતાકારવતાઓમાં મુખ્ય અજીજ કોકા અને રાજા માનસિંહ હતા. તેઓ બન્ને સલીમની ચાલચલગતથી નાખુશ હતા, એટલું જ નહિ પણ સલીમના શાહજાદા ખુશરૂના તેઓ અનુક્રમે સસરો અને મામો થતા હતા. ખુશરૂ અકબરના જેવો ઉદાર વિચારનો અને સર્વને પ્રિય હતો. તેથી આ બે જણે અકબર પાછળ ખુશરૂને જ ગાદી મળે તેવી ખટ-પટ કરવા માંડી.

અકબરને કાને એ વાત જતા તેણે શાહજાદા સલીમને પોતાની પાસે બોલાવ્યો. પછી સઘળા અમીર ઉમરાવોને ભેગા કરી તેમની રૂબરૂ અકબરે પોતાની તલવાર અને શિરપેચ સલીમને ધારણ કરાવ્યાં; એટલું જ નહિ પણ સલીમના આગલા સર્વ દોષો ભૂલી જઇ તેની

સાથે વફાદારીથી વર્તવાની સઘળા પાસે પ્રતિજ્ઞા લેવડાવી. સલીમને પણ બોધ આપ્યો કે "કુટુંબના મનુષ્યોની અને દોસ્ત તથા આશ્રિત મંડળની તું સારી રીતે બરદાસ લેતો રહેજે. રાજ્યકુટુંબની સ્ત્રીઓની નીમણુંકોને કંઇ પણ ધક્કો લગાડતો નહિ. જેમણે જેમણે મારી સાથે આટલાં વર્ષ શ્રમ કરીને મને કીર્તિ અપાવી છે તેમની સાથે અણબનાવ કરતો નહિ, તથા પ્રજાને ન્યાયથી પુત્રવત્ પાળજે." એમ કહી બાદશાહે સર્વની વિદાય માગી અને પ્રભુનું નામ લેતાં લેતાં આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. પોતાની ઉમરનું ૬૩ મું વર્ષ પુરૂં થયું તે જ દિવસે એટલે કે તા. ૧૫ મી ઑક્ટોબર ઇ. સ. ૧૬૦૫ ના દિને આ મહાન પ્રજાપ્રિય મોગલ બાદશાહનું આગ્રામાં મૃત્યુ થયું.

એના શબને બાદશાહી દબદબા સાથે આગ્રાથી ચાર માઇલ પર આવેલા સિકંદરાના એક સુંદર બાગમાં દાટવામાં આવ્યું. સલીમે એના પર સુંદર કબર બંધાવેલી છે. તે જોવા તેમજ એ મહાન મોગલ બાદશાહ પ્રત્યે પોતાનો પૂજ્ય ભાવ પ્રગટ કરવા સર્વ કોમનાં હજારો મનુષ્યો દર વર્ષે જાય છે.

---

# * ( ૫૬ ) અકબરનું ચારિત્ર

અકબર શરીરે મધ્યમ ઉંચાઇનો અને ગોરો હતો. તેની આંખો તથા ભમ્મરો કાળી શાહી જેવી હોઇ બન્ને ભમ્મરો એક બીજા સાથે જોડાઇ ગએલી હતી. દેખાવમાં તે ઘણો સુંદર હતો અને તેના મુખ પર દિવ્ય તેજ ઝળકતું હતું. તેના હાથ ઘુંટણ સુધી લાંબા હતા અને શરીરમાં સિંહ જેટલું જોર હતું. એના ડાબા નસ્કોરા પર એક તલ હતો; જે જોષીઓના મત પ્રમાણે અસાધારણ સુખ અને સદ્ભાગ્યનું ચિહ્ન હતું. એ તલથી એની મોહકતામાં પણ વધારો થતો હતો. એની છાતી પહોળી અને કેડ પાતળી હતી.

જહાંગીર લખે છે કે " આવડું મોટું સામ્રાજ્ય, આવી અપાર સંપત્તિ, આટલા બધા લડાયક હાથી ઘોડા વગેરે સર્વ કંઇ હોવા છતાં, તેણે પોતાનો નમ્ર સ્વભાવ અને ઇશ્વર ભક્તિ એક વાળ જેટલી પણ ઓછી થવા દીધી નહોતી. " એનામાં પુરૂષોને ઘટતી દઢતા અને સ્ત્રી સુલભ કોમળતા બન્ને હતાં. એ વિલાસથી વિમુખ, કષ્ટસહિષ્ણુ અને ઉદ્યોગી હતો. દરરોજ તે બસેં આદમી જમી શકે તેટલું સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરાવતો અને તેમાંથી પોતે થોડુંક ખાઇ બાકીનું આગ્રાના કોટની એક બાજુમાં ભેગાં થતાં ભીખારીઓને વહેંચાવી દેતો. એનો સ્વભાવ એટલો કોમળ હતો



મહાન અકબર

કે પશુપક્ષીની પીડા પણ તે જોઇ શકતો નહિ; છતાં શૂરવીરતા કે સાહસમાં તે જરાયે કમી નહોતો. તે ન્યાયી, દયાળુ અને ક્ષમાશીલ હતો. અપરાધીઓને તો તે "ફરી એવું પાપ ન કરશો" એટલું જ કહીને છોડી મૂકતો. છતાં જરૂર પડયે તે કઠોર વૃત્તિ પણ ધારણ કરી શકતો. એનામાં મોગલોની સ્વાભાવિક તેજસ્વિતા અને માનીપણું હતાં. લોકોની અરજીઓ તે જાતે સાંભળતો અને ચોખ્ખો ન્યાય આપવા તે હમેશા ઉત્સુક રહેતો.

અકબરના ચારિત્રમાં વિશેષતા એ હતી કે તેને સારી સારી વાનીઓ બનાવતાં આવડતી હતી. નોકરોની ગેરહાજરીમાં તે જાતે સુંદર મનગમતું ભોજન બનાવી લેતો. એને વ્યાયામ અને હાથીઓનો ઘણો શોખ હતો. તેણે એક સાડા ત્રણ મણ લોઢાની સાકળ કરાવી હતી. દરરોજ સવારમાં વહેલા ઉઠી એ સાંકળ લઇને તે કસરત કરતો હતો. હાથીઓનો એને એટલો બધો શોખ હતો કે કોઇની પાસે સારો હાથી જોવામાં આવે તો તેની એક લાખ રૂપિયાની કિંમત આપવી પડે તો તેટલી આપીને પણ તે ખરીદ્યા વગર એ રહેતો નહિ. ઘણી વખત તો એક હાથીની પીઠ પરથી સામેથી આવતા બીજા ગમે તેવા મસ્તીખોર હાથીની પીઠ પર એ કુદી પડતો. કુશળ મહાવતને પણ નહિ ગાંઠનારા હાથી અકબર આગળ ગરીબ ગાય પ્રમાણે વર્તતા. ઘણી વાર તે કોઇ ઝાડની ડાળે ટીંગાઇ નીચેથી દોડતા હાથીની પીઠ પર કુદી સ્વાર થતો. એનામાં એક એવી અદ્દ્ભુત શક્તિ હતી કે ગમે તેવો ગાંડો હાથી પણ એ સ્વાર થતાં શાંત થઇ જતો. હાથીઓની સાઠમારીઓ પણ તે કરાવતો. અકબર નિશાન મારવામાં કુશળ હતો અને 'પોલો'ની રમત એને બહુ ગમતી.

અકબરની ધાર્મિક ઉદારતા અને અપૂર્વ પ્રજા પ્રેમને લીધે કિંક સાહેબના શબ્દોમાં કહીએ તો "હિંદુઓ અને મુસલમાનો

અકબરને એક ઋષિમુનિ જ માને છે." પૂર્વે થઇ ગએલા રામચંદ્ર, યુધિષ્ઠિર, વિક્રમ અને ભોજ જેવા પરોપકારી પ્રજાવત્સલ રાજાઓનાં નામની સાથે અકબરનું નામ પણ હિંદી પ્રજા અત્યારે ભક્તિભાવથી સંભારે છે.

---

## (૫૭) અકબરની ઉજળી કીર્તિ પર બે આક્ષેપો

રાજ્યવ્યવહાર તેમ બીજી બધી જ બાબતોમાં અકબરની કીર્તિ ઉજળી છે. છતા મહા પુરૂષોના સંબંધમાં સામાન્ય રીતે બને છે તેમ એની એ ઉજળી જીંદગી પર પણ કેટલાકો તરફથી આક્ષેપો થાય છે.

(૧) પડદા પાછળ રહેતી સ્ત્રીઓને છૂટથી હરી ફરી શકાય તેવી સોઇ મળે, તથા સામાન્ય પ્રજા અમીર ઉમરાવ અને રાજકુટુંબનો સ્ત્રીવર્ગ એકમેકના ગાઢા પરિચયમાં આવતાં તેમની વચ્ચેનો એખલાસ વધે, અને પરિણામે પોતે કરવા ધારેલી હિંદુ મુસલમાન એકતાના કામમાં મદદ મળે, એવા સદ્‌હેતુથી પ્રેરાઇ અકબરશાહે ઇરાની નવા વર્ષે-'નવરોજ' ને દહાડે સ્ત્રીઓનો મેળો ભરવાની વ્યવસ્થા દાખલ કરી હતી.. એ મેળો હાલ ભરાતા ફેન્સીફેર જેવો હતો એમ કહીએ તો ચાલે. એમાં સારા સારા કુટુંબની મહીલાઓ જુદી જુદી ચીજોના બજાર માંડી બેસતી. એ બજારમાં સ્ત્રીઓ સિવાય બીજાને જવાની છૂટ્ટી નહોતી. હવે, આ બાબત પર આક્ષેપ મેલી કેટલાકો એમ કહે છે કે અકબર વિષયલંપટ હતો અને પોતાની લંપટતાને પોષવા માટે જ તેણે સુંદર સ્ત્રીઓના આ મેળાની વ્યવસ્થા કરી હતી. એટલું જ નહિ પણ કેટલાક તો આગળ વધીને એમ પણ કહે છે કે એક બે રજપુત રમણીઓ પર તેણે બળાત્કાર પણ કર્યા હતા.

અકબર જેવા નીતિમાન મહા પુરૂષના સંબંધમાં આ આક્ષેપ નહિ માનવા જોગ છે. જે અકબર બાદશાહ પોતાની પ્રજાને પુત્ર પુત્રીવત્ પાળતો, જેણે વ્યભિચારને દોષરૂપ ઠરાવી પોતાના રાજ્યમાં થતો વ્યભિચાર અટકાવવા સારૂ ગુણકાઓને ગામ બહાર રહેવાની ફરજ પાડી હતી, જેના દૈનિક કાર્યક્રમમાં એશઆરામને અવકાશ નહોતો, અને જેણે હિંદુ સાધુ સંન્યાસીઓના બોધથી પોતાની રાણીઓ સાથેનો સહવાસ પણ ઓછો કરી દીધો હતો, તે મહાન અકબર જેમાં તેની પોતાની મા બેન અને રાણીઓ હાજર હોય તેવા જાહેર મેળાવડામાં આવું બદકામ કરે એ કેમ મનાય? વળી તે વખતના રજપુતો શું બાયલા હતા? આ બીના જો ખરી હોત, તો રાજ-સ્થાનના ક્રોધાગ્નિમાં બળીને અકબર ક્યારનો યે ભસ્મ થઇ ગયો હોત. રજપુત બાળાઓમા પણ તે વખતે જીવને સાટે પોતાના શિયળનું રક્ષણ કરવાનો જુસ્સો હતો. અકબરથી એ વાત અજાણી નહોતી. વળી, આ આક્ષેપ જો ખરો જ હોત તો બદાઉની જેવો લેખક કે જે જ્યાં જ્યાં લાગ મળ્યો છે ત્યા ત્યાં અકબરની ભૂલને મોટું સ્વરૂપ આપવા ચૂક્યો નથી, તે અકબરની આ ભૂલને કાગનો વાઘ કરીને ચિતર્યા વગર ન જ રહ્યો હોત. પણ તેના કોઇ પણ લખાણમાં આ આક્ષેપ સંબંધી ઉલ્લેખ સરખો નથી. અર્થાત્ કે અકબર પરનો આ આક્ષેપ સાચો હોવા સંભવ નથી.

(૨) બીજો આક્ષેપ એવો છે કે અકબરે પોતાની પાછલી અવસ્થામાં પોતાને અણગમતા માણસોને ઝેરથી છૂપી રીતે મારી નાખવાની રીત ગ્રહણ કરી હતી, અને તે મુજબ રાજા માનસિંહ પર ઝેરનો પ્રયોગ કરવા જતાં ભુલથી તે પોતે જ તેનો ભોગ થઇ પડયો હતો, અને તેથી જ તે મરણ પામ્યો. આ આક્ષેપની સચ્ચાઇ પણ પહેલાના જેટલી જ છે. માનસિંહ જેવો અકબરનો મહાન સેનાપતિ, જેના અદ્ભુત બાહુબળથી તે પોતાનું સામ્રાજ્ય સુદઢ

કરવા શક્તિમાન થયો હતો, અને વળી જે તેના નિકટના સંબંધી અને અંગત મિત્ર હતો, તેને અકબર જેવો શૂરવીર શૂરાને અણુછાજતી રીતે મારવાનો પ્રયત્ન કરે એ શી રીતે મનાય? વળી ન છુટકે જ ભયંકર અપરાધીઓને દેહાન્ત શિક્ષા કરનારો, અને "અરે હું કીડી સરખી ચગદતાં બીઉં છું, મુએલાં બકરાંની પણ ચામડી ઉતરાવવાની મને હિંમત આવતી નથી, અને આ મારા પેટના દીકરો મનુષ્ય પ્રાણીની આવી દશા કરે!" એવા ખેદમય ઉદ્‌ગારો પોતાના જ પુત્રના સંબંધમાં કાઢનારો અકબર આવાં પાપી કારસ્થાનો કરે એ કેમ મનાય?

અર્થાત્ કે અકબર પરના આક્ષેપો તેની ઉજળી કીર્તિના દ્વેષીલા લેખકોનાં ફળદ્રુપ ભેજાંનાં ફળ સિવાય બીજું કંઇ જ નથી, કેવળ મિથ્યા છે, એમજ માનવું આપણે માટે ઉચિત છે.

---

## *(૫૮) અકબરની મુલકી અને લશ્કરી વ્યવસ્થા

**મુલકીઃ**—સોઇને ખાતર અકબરે પોતાનું સામ્રાજ્ય ૧૮+ પ્રાંતોમા વહેંચી નાખ્યુ હતું. દરેક પ્રાત સૂબો કહેવાતો અને તેનો હાકેમ સૂબેદાર અગર નાઝીમ નામથી ઓળખાતો. સૂબેદાર પાદશાહના ફરમાન મુજબ મુલકી તથા લશ્કરી તમામ કામકાજ ચલાવતો.

+ (૧) કાબુલ (૨) લાહોર (૩) મુલતાન (૪) સિંધ (૫) ગૂજરાત (૬) માળવા (૭) અજમેર (૮) દિલ્હી (૯) આગ્રા (૧૦) અલ્લાહાબાદ (૧૧) અયોધ્યા (૧૨) બિહાર (૧૩) બંગાળા (૧૪) વરાડ (૧૫) ખાનદેશ (૧૬) અહમદનગર (૧૭) ઓડિયા અને (૧૮) કાશ્મીર. છેલ્લા બે પાછળથી ઉમેરાયા હતા.

પ્રત્યેક સૂબેદારના હાથ તળે એક એક દિવાન હતો. દિવાનની નીમણૂંક પાદશાહ પોતે કરતો.

પ્રત્યેક પ્રાંત કેટલાક જીલ્લામાં અને જીલ્લા કેટલાંક પરગણામાં તથા પરગણાં કેટલાક દસ્તુર (સર્કલ)માં વહેંચાયાં હતા. એ સઘળા વિભાગોનું કામકાજ જુદી જુદી પદવીના અમલદારો ચલાવતા. દરેક પ્રાંત દીઠ એક એક ફોજદાર રહેતો, જે પોતાના પ્રાંતની સર્વ ફોજ પર અધિકાર ભોગવતો. જીલ્લાઓની શાંતિરક્ષા અને સુરાજ્યવ્યવસ્થાની જવાબદારી તેને શિર રહેતી. કાજી અને મુફ્તીની સહાયથી ન્યાયનું કામ ચાલતું. ગામડાંના ઇન્સાફો પંચાયત મારફત થતા. જો બંને પક્ષ હિંદુ હોય તો બ્રાહ્મણો દ્વારા જ ઇન્સાફ ચૂકવાતો.

પોલીસનો બંદોબસ્ત પણ ઠીક હતો. દરેક મોટા નગરોને માટે એક એક કોટવાલ નીમાતો. નગરોમાં થતી ચોરીઓ માટે કોટવાલ જવાબદાર ગણાતો. ચોરીનો પત્તો અમુક મુદતમાં ન મેળવી શકાય તો કોટવાલે થયેલું નુકશાન ભરી આપવું પડતું. ગામડાનો બંદોબસ્ત ત્યાંના અધિકારીઓ જ રાખતા.

ફટકા, કેદ, કે દેહાન્ત દંડ સિવાય બીજી સજા કરવાની સખ્ત મનાઇ હતી. પ્રબળ રાજદ્રોહ સિવાય બીજા કોઇ અપરાધ માટે દેહાન્ત સજા થઇ શકતી નહિ. એટલું જ નહિ પણ તે કરતાં પહેલાં તે ખટલાના સર્વ કાગળ પત્ર પાદશાહની પાસે રજુ કરી પાદશાહની મંજુરી મેળવવી પડતી. દેહાન્તની સજામાં પણ અવયવો કાપી રીબાવીને મારવાની ખાસ મના હતી. ખેડુતોને તગાવી આપવાની ગોઠવણ હતી. સિવાય, દરેક જીલ્લામાં એક એક કોઠાર રાખવામાં આવતો હતો. તેમાંથી ખેડુતોને વાવેતર માટે બી તથા દુષ્કાળ વખતે ઘાસ દાણો પૂરો પાડવાની વ્યવસ્થા હતી. વેપાર અને રાજકાજની સગવડ માટે માણસની દોડતી ટપાલની પણ વ્યવસ્થા હતી. રસ્તા

સારા અને અંતર બતાવનારા પથરાવાળા હતા. સદાવ્રતો, અનાથાશ્રમો તથા દવાખાનાં પણ રાજ્યને ખર્ચે ચાલતાં.

**લશ્કરી:**—અકબરનું એકંદર લશ્કરી બળ ૪૪ લાખ જેટલું હતું. ખુદ પાદશાહના ઉપરીપણા તળે પાંચ હજાર રણકુશળ હાથીઓ, ૪૦ હજાર ઘોડેસ્વાર તથા મોટું પાયદળ લશ્કર રહેતું. કોમના ભેદભાવ વગર ઉંચા ઓદ્ધાઓ લાયકાત મુજબ આપવામાં આવતા. પહેલાં નોકરી બદલ જાગીર આપવાનો રિવાજ હતો તે બદલીને અકબરે રોકડ પગાર આપવાની વ્યવસ્થા દાખલ કરી હતી. આથી લશ્કરી ખાતામાં થતો ઘોટાળો અટક્યો હતો. અમલદારોને લાયકાત પ્રમાણે બસોથી માંડી પાંચ દશ હજાર સૈનિકોનું ઉપરીપણું આપવામા આવતું. પાંચ હજારનું ઉપરીપણું શાહજાદા અને રાજાઓને જ આપવામાં આવતું. ઉપરીપણું મનસબ નામથી ઓળખાતું તથા અમલદારો મનસબદાર કહેવાતા. પ્રત્યેક સૈનિકનાં નામ ઠામ તથા શરીરનાં માપ ઘાટની નોંધ રાખવામાં આવતી. તેમ પ્રત્યેક ઘોડાના થાપા ઉપર ચિહ્ન પાડવાની રીત પણ હતી. લશ્કરનો પગાર બાદશાહી તીજોરીમાંથી આપવામાં આવતો.

લશ્કરને જીતાએલા મુલકમાં લુંટ કરવાની કે જીતાએલાં મનુષ્યોને ગુલામ તરીકે પકડવાની સખ્ત મના હતી. રસ્તે કૂચ કરતાં કે છાવણી વખતે ખેતરોના પાકને નુકશાન કરવાની પણ મના હતી. તે છતાં જો એવું નુકશાન કોઇ વખત થવા પામતું, તો તે રાજ્યની તીજોરીમાંથી માલીકને ભરી આપવામાં આવતું. તોપો અને બંદૂકો બનાવવાનાં કારખાનાં પણ ચાલતાં, અને તેમાં કેટલાકના મત પ્રમાણે તો તે વખતના યૂરોપના કરતાં પણ સારી તોપ બંદૂકો તૈયાર થતી.

---

# *( ૫૯ ) જહાંગીરની ક્રૂરતાનો નમૂનો

અકબરની આખરની ગોઠવણ મુજબ શાહજાદો સલીમ જહાંગીરશાહ નામ ધારણ કરી પુષ્કળ ધામધુમ સાથે ગાદીએ બેઠો. 'જહાંગીર' નો અર્થ જગતનો જીતનાર. એ વખતે એની ઉંમર ૩૮ વર્ષની હતી.



જહાંગીર.

એની કારકીર્દિની સૌથી પ્રથમ બીના એના વડા શાહજાદા ખુશરૂનો બળવો હતો. અકબરની મરણ પથારી આગળ સઘળા અમીર ઉમરાવોએ સલીમને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરી હતી છતાં કેટલાકોની મદદથી ખુશરૂએ ખટપટ શરૂ કરી હતી. તેથી જહાંગીરે ગાદીએ બેસતાં જ ખુશરૂને કેદ કર્યો હતો, પરંતુ અકબર બાદશાહની કબરનાં દર્શન કરવાને બહાને રજા મેળવી તે છટકી ગયો, અને પોતાના મળતીઆઓ સાથે નાસી જઇ લાહોરને ઘેરો ઘાલ્યો. પણ બાદશાહી ફોજ આવી પહોંચતાં તેનો પરાજય થયો ને મળતીઆઓ સાથે તે કેદ પકડાયો.

આ વખતે જહાંગીરે ખુશરૂના તેમજ અમીર ઉમરાવોના મનમાં ધાક બેસાડવા સારૂ જે વર્તન ચલાવ્યું તે બહુ જ ક્રૂર હતું. ખુશરૂનો

અત્યંત તુચ્છકાર કરી સખ્ત જાપના સાથે તેને કેદમાં પૂર્યો. ખુશરૂને મદદ કરનારા અમીરોમાં હસનબેગ અને અબદુર રહીમ મુખ્ય હતા. તેમને જહાંગીરે અનુક્રમે બળદ અને ગધેડાનાં ચામડામાં જીવતા સીવાડી લઇ આખા શહેરમાં ઘસડાવ્યા. હસન ગુંગળાઇને મરણ પામ્યો, પણ અબદુર રહીમ ઇશ્વર કૃપાથી તેમ મિત્રોની સહાયથી બચ્યો. ખુશરૂના બીજા ૭૦૦ મળતીઆઓ માટે રાજમાર્ગની બંને બાજુએ કેટલીક શૂળીઓ તૈયાર કરાવી અને તે પર ચઢાવી ચઢાવીને તેમને મારી નાખ્યા. એ હત્યાકાંડ વખતે ખુશરૂને બેડીઓ પહેરાવી દરરોજ શૂળીઓ પાસે ફેરવવામાં આવતો, કે જેથી એના મનમાં ભય ઉત્પન્ન થાય.

તે પછી કેટલાક દિવસે જહાંગીરે પિતૃસ્નેહને વશ થઈ ખુશરૂ પરનો જાપતો ઓછો કરી તેને કેટલીક છૂટ આપી. પરંતુ તેનો દુરૂપયોગ કરી ખુશરૂ ફરી ખટપટ કરવા લાગ્યાથી જહાંગીરે તેની આંખો ફોડાવી નાખી હતી. પણ પછી તેના કષ્ટથી પીગળી જઇ તેણે તરતજ હકીમો પાસે તેનો ઉપચાર કરાવ્યો અને તેથી ખુશરૂ ફરી કંઇક દેખતો થયો હતો.

બાદશાહ થતાં પહેલાં પણ સલીમે સહેજ ભૂલ સારૂ કેટલાક નોકર ચાકરોના જીવ લેવરાવ્યા હતા.

---

# *( ૬૦ ) નૂરજહાન બેગમ શી રીતે થઇ ?

ઇરાનના વજીર વંશનો ગીયાસબેગ નામનો શખ્સ ત્યાંના શાહની ઇતરાજીમાં આવી પડતાં પોતાના પરિવાર સાથે હિંદ ભણી નાસી આવતો હતો. એની પાસે માત્ર બે જ ખચ્ચર હતા. તેના પર તેના બે છોકરા અને તેની સ્ત્રી વારાફરતી બેસતાં અને તે પોતે ચાલતો. રસ્તામા એને ઘણાં જ કષ્ટ પડયાં. કંદહાર વટાવ્યા બાદ એક નિર્જન ખીણમા ગીયાસબેગની સ્ત્રીને પ્રસવ થયો. એક સુંદર છોકરી અવતરી, પણ તે સ્ત્રી શ્રમ અને દુ:ખથી મુર્છિત થઇ ગઈ. ગીયાસબેગને બીજો ઉપાય ન સુઝયાથી નવી અવતરેલી છોકરીને એક ઝાડ તળે પાંદડામાં સુવાડી પોતાની મુર્છિત સ્ત્રીને જેમ તેમ લઇ તે આગળ ચાલ્યો. થોડેક દૂર રસ્તામાં હિંદ તરફ જતાં એક કાફલાનો તેને ભેટો થયો. તેમની સહાયથી સ્ત્રીને ભાન આવ્યું. ભાન આવતાં જ તેણે પોતાના નવા જન્મેલા બચ્ચા માટે પૂછપરછ કરી. તેણે પાછળ તજી દેવામાં આવ્યું છે એ જાણુતા તેણે ઘણું કલ્પાંત કર્યું, અને તેને પાછું લઇ આવવા માટે પતિને આગ્રહ કર્યો. તે મુજબ ગીયાસબેગ જે ઝાડ તળે કન્યાને છોડી હતી ત્યાં ગયો. જઇને જુએ છે, તો કન્યા શાંત પડી રહી હતી, અને તેના માથે એક નાગે ફેણ પાથરી છાયા કરી હતી ! ગીયાસબેગના અચંબાનો પાર રહ્યો નહિ. એની ખાત્રી થઇ કે એ કન્યાના નસીબે એનું કુટુંબ આગળ સુખી થશે અને છોકરી પોતે રાજસુખ ભોગવશે. પછી યુક્તિથી નાગને ખસેડી એણે છોકરીને ઉંચકી લીધી અને ઉમળકાથી છાતીએ ચાંપી. છોકરીની માતા પણ એનું મુખ જોઇ ઘણી રાજી થઇ. એ છોકરી ઘણી જ સુંદર હતી, તેથી તેનું નામ **મેહરૂન્નિસા** ( સ્ત્રીઓમાં સૂર્ય ) પાડયું. એ જ મેહરૂન્નિસા આગળ પર હિંદના ઇતિહાસમાં નૂરજહાન નામે પ્રસિદ્ધ થઈ.

ગીયાસબેગને અકબરના દરબારમાં આશ્રય મળ્યો, અને ત્યાં

પોતાની હુશિયારીથી તે ધીમે ધીમે સારે ઓધ્ધે ચઢયો. ગીયાસબેગની સ્ત્રી પણ કાબેલ અને વિદ્વાન હતી. કાર્ય પ્રસંગે અનેક વખતે તેનું બાદશાહી અંતઃપુરમાં આવવું જવું થતું હતું. તેની સાથે આવતી મેહરૂન્નિસાનું રૂપ લાવણ્ય જોઇ શાહજાદો સલીમ મોહ પામ્યો, અને તેની સાથે પરણવાનું એણે મન કર્યું. પણ અકબરને એ વાત પસંદ નહિ હોવાથી એણે મેહરૂન્નિસાને શેરખાન નામના એક અફગાન સાથે પરણાવી દઇ શેરખાનને દૂર બંગાળાની સૂબાગીરી પર મોકલી દીધો. છતાં સલીમ મેહરૂન્નિસાને ભૂલી શકયો નહિ.

તેથી અકબરના મરણ પછી સલીમ પાદશાહ થયો, ત્યારે એણે શેરઅફગાનને મારી મેહરૂન્નિસાને મેળવવા પ્રપંચ રચ્યો. કુતુબુદ્દીન નામના પોતાના એક ધાવ ભાઇને એ કામ સારૂ સલીમે મોકલી આપ્યો. પ્રપંચ ખુલ્લો થતાં શેરઅફગાને કુતુબુદ્દીનને મારી નાખ્યો. પણ છેવટે કુતુબુદ્દીનના માણસોને હાથે શેરઅફગાન માર્યો ગયો, અને મેહરૂન્નિસાને પકડી કુતુબુદ્દીનના માણસોએ જહાંગીર પાસે મોકલી દીધી. કુતુબુદ્દીન જેવા પોતાના પ્રિય દોસ્તના મરણથી જહાગીરના શોકનો પાર નહોતો રહ્યો. તેવામાં મેહરુન્નિસાએ પણ શેરઅફગાનના પ્રેમને સંભાળી ફરી પરણવાની ના પાડી. આથી ગુસ્સે થઇ જહાગીરે એને જનાનખાનાના એક ખૂણામાં રાખી એના ખાવા પીવાની પણ જોઇએ તેવી વ્યવસ્થા કરી નહિ. ચાર વર્ષ એવી રીતે ચાલ્યાં ગયાં. દરમ્યાન શીવવા ભરવાનું કામ કરી મેહરૂન્નિસા પોતાનું ગુજરાન કરતી. પણ આખરે એવાં દુઃખોથી કંટાળી જઇ તે જહાગીરને પરણવા કબુલ થઇ. લગ્ન ઘણી ધામધુમથી થયું, અને જહાંગીરે એને નૂરજહાન ( દુનિયાનું તેજ ) એવું નવું નામ આપ્યું. લગ્ન વખતે નૂરજહાનની ઉંમર ૩૮ વર્ષની હતી, છતાં પોતાના અપૂર્વ રૂપ લાવણ્ય અને ગુણોથી તુરતજ તે બાદશાહની માનીતી બેગમ થઇ પડી.

---

# * ( ૬૧ ) જહાંગીરના ચાર રાજ્યસ્તંભો

જહાંગીર બાદશાહ પોતે જો કે એશઆરામ અને વ્યસનોમાં ચકચૂર રહેનારો હતો; છતાં એના અમલમાં પ્રજા એકંદરે સુખી અને આબાદ હતી. એનું કારણ પ્રથમ તો એ કે અકબરની સ્થાપેલી સુવ્યવસ્થા ચાલુ રાખવામાં આવી હતી, અને બીજું એ કે રાજ્યનાં મુખ્ય સુત્રો ચાર લાયક અને ગુણવાન પુરૂષોના હાથમાં હતાં. તેઓ જહાગીરના નિકટના સંબંધીઓ હોઇ રાજ્યના હિત માટે મરી મથનારા હતા. આ ચાર જણ તે ( ૧ ) વજીર ગીયાસબેગ ( ૨ ) સેનાપતિ અસફખાન (૩) મહોબતખાન, અને (૪) શાહજાદો ખુરમ.

( ૧ ) **ગીયાસબેગ**—એ નૂરજહાનનો બાપ થાય. નૂરજહાન સાથે લગ્ન થયા પછી જહાગીરે તેની પદવી એકદમ વધારી દઇ તેને મુખ્ય વજીર બનાવ્યો હતો. એ રાજકાજમા ઘણો હુશિયાર અને ચતુર મુત્સદ્દી હતો. તેનું ચારિત્ર સરળ અને ન્યાયી હતું. તેથી પ્રજાનો તેના પર સારો ભાવ બંધાયો હતો. તેની લેખનકળા જબ્બર હતી. રાજકાજનાં અટપટાં લખાણો એને જ હાથે લખાતાં.

( ૨ ) **સેનાપતિ અસફખાન**:—એ નૂરજહાનનો ભાઇ થાય. એની ઉન્નતિ પણ નૂરજહાનની સિફારસને જ આભારી હતી. છતાં જે સેનાપતિના પદ પર એની નીમણુંક થઇ હતી તેને માટે તે તદ્દન લાયક હતો. યુદ્ધકુશળ હોવા ઉપરાત તે પોતાના પિતાની માફક રાજકાર્યમાં પણ કુશળ હતો. દુષ્ટોનું દમન કરી રાજ્ય અને પ્રજાનું રક્ષણ કરવામાં તે પોતાનું અહોભાગ્ય સમજતો.

( ૩ ) **મહોબતખાં**:—એ મેવાડના પરાક્રમી રાણા પ્રતાપના ભાઇ સગરનો પુત્ર હતો. તે વટલીને મુસલમાન થયો હતો. તેથી રજપુતોની બહાદુરી ઉપરાંત તેનામાં મુસલમાની ઝનૂન પણ દાખલ થયું હતું.

જહાંગીર પર એનો પૂજ્ય ભાવ હોઇ તેની સાથે મિત્ર સંબંધ પણ હતો. રાજ્યમાં થતાં બંડ બખેડા સમાવી શાંતિ સ્થાપન કરવામાં એના જેવો કુશળ અને હિતચિંતક બીજો કોઇ તે વખતે નહોતો.

(૪) ખુરમ:—એ જહાંગીરની જોધપુરવાળી બેગમને પેટે જન્મેલો એનો ત્રીજો શાહજાદો હતો. એ અત્યંત ચાલાક, બહાદુર અને મહત્વાકાંક્ષી હતો. એની જ બહાદુરીથી મેવાડને પહેલ વહેલું મુસલમાનો આગળ માથું નમાવવુ પડ્યું. અને એની જ વીરતાથી દક્ષિણમા મોગલ સત્તાનું મંડાણ થયું. એના પરાક્રમથી ખુશ થઇ જહાંગીરે એને શાહજહાનનો ઇલ્કાબ આપ્યો હતો. એ જ નામથી તે આગળ હિંદુસ્થાનનો પાદશાહ થયો.

જહાંગીરના રાજ્યના આ ચાર સ્તંભો ઉપરાંત નૂરજહાન પણ કંઇ જેવી તેવી નહોતી. રાજ્યની ખરી સત્તા એના જ હાથમાં હતી. બાદશાહને નામે સઘળો કારભાર એ જ ચલાવતી. શિક્કાપર જહાંગીરના નામ સાથે એનું નામ પણ છપાતું. તેમજ અગત્યનાં લખાણ પત્રો પર બાદશાહની સહીની ડાબી બાજુએ એની સહી પણ થતી. બાદશાહની માફક એ પણ ઝરૂખે બેસી લોકોને દર્શન આપતી, અને અમલદારોને હુકમો પણ છોડતી. અર્થાત્ કે જહાંગીરની નબળાઇનો ખંગ વાળે એવી એ કાબેલ હતી.

---

# * ( ૬૨ ) શાહજાદા પરવેઝનો બંધુ પ્રેમ

શાહજાદા ખુશરૂને બળવો કરવા માટે કેદ કર્યા પછી કેટલેક દિવસે જહાંગીરે પોતાના બીજા શાહજાદા પરવેઝને આગ્રામા બોલાવી તેનું ખૂબ સન્માન કર્યું. રોજને રોજ નવીન ભેટ સોગાદો મોકલી આપી જહાગીરે પરવેઝ પર પુષ્કળ પ્રેમ બતાવ્યો.

ત્યાર પછી કેટલાક દિવસ રહીને એક દહાડો પરવેઝ જે વશે બાદશાહને મળવા ગયો, તે જોઇને બાદશાહના અચંબાનો પાર રહ્યો નહિ. ગળામાં એક રૂમાલ વિંટાળી તે દરબારમાં ગયો અને પિતાના ચરણોમાં બેસી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. બાદશાહે પ્રેમપૂર્વક પરવેઝને એમ કરવાનું કારણ પૂછયું, ત્યારે જવાબમાં પરવેઝે કહ્યું કે " પિતાજી! અમે ત્રણે ભાઇઓ આપની મહેરબાનીથી ભાત ભાતનાં સુખ ભોગો ભોગવીએ છીએ, અને આપની શીતળ છાયામાં અમારો વખત આનંદમાં ગાળીએ છીએ. પણ મારો મોટો ભાઇ પંદર વર્ષથી બંદીખાનામા સડે છે, તેના દુ:ખના વિચારથી મારૂં હૃદય ભરાઇ આવે છે. મારાથી એ સહન નથી થતું. પિતાજી! મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. હું કબુલ કરૂં છું કે ખુશરૂનો ગુન્હો મોટો છે. છતાં પણ એ શિક્ષાની હવે હદ થઇ છે. એના પર રહેમ નજર કરવા મારી આપને અરજ છે. પિતાજી! આપ તે મંજૂર ન કરો?" પરવેઝનાં એવા નિર્મળ બંધુપ્રેમથી ઉભરાતાં વચનો સાંભળી બાદશાહનું હૃદય પણ ભરાઇ આવ્યું અને ખુશરૂને છોડવાનો એણે સંકલ્પ કર્યો. પરંતુ તેમ કરતાં પહેલાં પરવેઝના પ્રેમની કસોટી કરવા ખાતર બાદશાહે કહ્યું, " તારા એ કમનસીબ ભાઇના હવે પછીના વર્તન માટે તું જામીન થવા કબુલ થતો હોઉં તો હું એને છોડું." એક ક્ષણના પણ વિલંબ વગર પરવેઝે તે વાત કબુલ કરી અને જામીનખત પર સહી પણ કરી આપી.

તે પછી ખુશરૂને બંદીખાનામાંથી છોડી શાહજાદાને લાયક માન અકરામ સાથે દરબારમાં લાવવામાં આવ્યો. તે વખતે પણ પરવેઝે ફરી બાદશાહને વિનંતિ કરી કે “ મારી એક વધુ માગણી મંજૂર કરી મારા સુખમાં વધારો કરવા મહેરબાની કરશો. અમે ત્રણે ભાઇઓની માફક મોટા ભાઇને પણ કોઇ લાયક પદવી આપવા કૃપા કરશો. ”

પરવેઝનો એવો નિઃસ્વાર્થ બંધુપ્રેમ જોઇ સકળ સભાજનો તેમજ બાદશાહ ચાકત થઇ ગયા. બાદશાહે પરવેઝની વિનંતિ માન્ય કરી અને ખુશરૂને બીસહજારી મનસબ આપી.

તે પછી ખુશરૂ, પરવેઝ, ખુરમ અને શહરિયાર એ ચારે ભાઇઓએ એક જ પ્યાલામાં પાન કર્યું અને અન્યોન્યપરસ ખૂબ ભેટી બાંધુપ્રેમ પ્રગટ કર્યો.

---

# *( ૬૩ ) મેવાડ પતન

હિંદમાં મુસલમાન અમલ સ્થપાયા પછી મેવાડને નમાવવા માટે અનેક પ્રયત્નો થયા હતા. અકબરે પણ કંઇ બાકી નહોતું રાખ્યું, છતાં બહાદુર મેવાડીઓએ નમ્યું આપ્યું નહોતું. શાહજાદા સલીમ તરીકે જહાંગીર પોતે પણ એકવાર નામોશીભરી હાર ખાઇ પાછો ફર્યો હતો. મેવાડની સ્વતંત્રતા દિલ્હીના બાદશાહોની આંખમાં હમેશાં ખૂંચ્યા કરતી. જહાગીરે બાદશાહ થયા પછી ફરીને મેવાડ ભણી તકાસ્યું અને સેનાપતિ અબદુલ્લાને મોટું લશ્કર આપી મેવાડ પર મોકલ્યો.

આ વખતે મેવાડની ગાદી પર રાણો અમરસિંહ હતો. તે એના બાપના જેવો બહાદુર અને પરાક્રમી તો હતો, છતાં સ્વભાવે જરા મોજીલો અને વિલાસી હતો. તેથી મોગલો સામે લઢવામાં પોતાના સુખચેનનો ભોગ આપવો પડે એ ન રૂચ્યાથી તેણે સંધિ કરવાનો વિચાર કર્યો. પરંતુ શૂરા સીસોદીઆ સરદારો અમરસિંહના એ વિચારને મળતા થયા નહિ. મહારાણા પ્રતાપના પુત્રને મેવાડની કીર્તિ માટે કમર કસવામાં આમ ગલ્લાં તલ્લાં કરતો જોઇ સલુંબરના શૂરા સરદારનો પિત્તો ઉછળી આવ્યો. તે એકદમ આગળ ધસી આવ્યો અને અમરસિંહનું બાવડું પકડી તેને ગાદી પરથી નીચે ઉતાર્યો. પછી સરદારોને સંબોધી તે બોલ્યો, " સરદાર લોકો, શું જુઓ છો ? ઘોડા પર સ્વાર થાઓ, અને વીર રાણા પ્રતાપના આ પુત્રની લોકોમાં થતી અપકીર્તિમાંથી તેનું રક્ષણ કરો. "

અમરસિંહને પહેલાં તો ખોટું લાગ્યું અને આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. પણ પછી તો વીર સલુંબરાનાં વચનોથી એનો લડાયક જુસ્સો જાગ્રત થયો. પોતાના કર્તવ્યનું ભાન કરાવવા માટે એણે સલુંબરા સરદારનો આભાર માન્યો, અને પોતાનું લશ્કર લઇ

મારતે ઘોડે તે મોગલો સામે રણમાં ધસ્યો. અબદુલ્લાનો પરાજય થયો અને મોગલ સૈન્ય નાસી ગયું. તે પછી શાહજાદા પરવેઝ વગેરે ઘણા જણને જહાંગીરે મોટાં મોટાં લશ્કર સાથે મોકલી આપ્યા. પણ તેમની યે અબદુલ્લાના જેવી જ ગતિ થઈ. એ રીતે કુલ સત્તર વાર અમરસિંહે મોગલ દળનો પરાજય કર્યો. આથી ચીડાઇને જહાંગીરે પોતાનું સઘળું જ બળ એકઠું કરી શાહજાદા ખુરમ અને મહોબતખાંને મેવાડ પર મોકલ્યા. આ બન્ને કુશળ સેનાપતિઓની કુશળતાથી તેમજ પાછલી લડાઇઓમાં ઘણા રજપુતો કામ આવી ગએલા હોવાથી અમરસિંહને હવે ટકવું મુશ્કેલ થઇ પડયું. ઉપરા છાપરી હાર થતાં અમરસિંહને સલાહ કરવાની જરૂર પડી. "મેવાડની કોઇ કન્યા બાદશાહી કુટુંબમાં નહિ આપવી, મેવાડનો પાટવી કુંવર જ માત્ર દરબારમાં નોકરી કરે, અને નવો રાણો ગાદીએ બેસતાં બાદશાહી ફરમાન ઉદેપુરના કિલ્લાની બહાર રાણાને આપવામાં આવે" એ શરતે રાણાએ મોગલોની આધીનતા સ્વીકારી. કુંવર કર્ણ બાદશાહી દરબારમાં ગયો. તેની સાથે જહાંગીર બહુ જ સન્માન અને મમતાથી વર્ત્યો.

એ રીતે સેંકડો વર્ષ થયાં ગર્વથી ઉંચું રહેલું મેવાડનું માથું આખરે મોગલોના ચરણોમાં નમ્યું. મેવાડ સ્વતંત્ર રાજ્ય મટી મોગલ સામ્રાજ્યની એક જાગીર બન્યું. કીર્તિની ટોચેથી મેવાડ પડયું; અને એને પાડયાનું અપૂર્વ માન જહાંગીરને મળ્યું, ઇ. સ. ૧૬૧૪.

# *( ૬૪ ) નૂરજહાનની ખટપટ

નૂરજહાન બેગમે પોતાનાં રૂપ અને ચતુરાઇથી બાદશાહને એવો તો વશ કરી લીધો કે થોડા જ વખતમાં તે રાજ્યની ધણીરણી થઇ પડી. બાદશાહી સર્વ સત્તા બાદશાહના નામથી તે જ ભોગવવા લાગી.

એમ કરતાં રાજ્ય સત્તાનો એને એવો તો ચડસ લાગ્યો કે જહાંગીર બાદશાહની હયાતિ પછી પણ રાજ્યમાં પોતાનું ચલણ ચાલુ રહે તે માટે તે પેરવી કરવા મંડી. શાહજહાન નૂરજહાનના ભાઇ અસફખાંની છોકરી સાથે પરણેલો હોવાથી શરૂઆતમાં તો તે શાહજહાનને ગાદી મળે તેમાં રાજી હતી. પરંતુ શાહજહાનનો મિજાજ વગેરે જોતા એને લાગ્યું કે તે એના કહ્યામાં નહિ રહે. એટલે એનો ભાવ શાહજહાન ઉપરથી ઉતરી ગયો, અને તેણે બીજી યુક્તિ કરવી ધારી.

નૂરજહાનને તેના આગલા ધણીના પેટની દીકરી હતી. તેને કોઇ શાહજાદા સાથે પરણાવી તે શાહજાદાને પોતાના હાથમા લેવા તેણે ધાર્યું. સૌથી પહેલાં તો ખુશરૂ પર એણે એ યુક્તિ અજમાવી જોઇ. પરંતુ એ શાહજાદાનો પોતાની એકની એક બેગમ પર એટલો બધો પ્રેમ હતો કે ખુદ તે સ્ત્રીના પોતાના આગ્રહ છતાં તેણે એ વાતની ધસીને ના પાડી. તેથી નૂરજહાનની નજર પરવેઝ પર ઠરી. પરંતુ એટલામા જ અતિશય દારૂના વ્યસનથી પરવેઝનો કાળ થયો. એટલે હવે નૂરજહાને શહરિયાર ભણી નજર દોડાવી. શહરિયારમાં ઝાઝો દમ નહોતો અને તે એના કહ્યામાં રહે એવો પણ હતો. તેથી નૂરજહાને એની જ સાથે પોતાની છોકરી પરણાવી, અને પછી એને જ માટે તે ખટપટ કરવા ગુંથાઇ.

ખુશરૂ રાજ્યનો હક્કદાર વારસ હતો, અને શાહજહાન પણ બાદશાહી તખ્ત મેળવવા તકાસતો હતો, એ વાત નૂરજહાનથી

અજાણી નહોતી. તેથી પોતાની નેમ પાર પડતાં પહેલાં તેના માર્ગમાંના એ બે કાંટા દૂર થઇ જવા જરૂરના હતા. તેમાં ખુશરૂ શાહજહાનના કપટનો ભોગ થઇ પડતાં એનો કાંટો તો બારોબાર દૂર થઇ ગયો. એટલે હવે શાહજહાન પરનો બાદશાહનો પ્રેમભાવ ઓછો થાય એવી બાજી તેણે ખેલવા માંડી. દરમ્યાન ઇરાની લોકોએ કંદહાર જીતી લીધાની ખબર આવી. તે તક સાધી નૂરજહાને શાહજહાનને કંદહાર જેટલે આઘે કાઢવાનો બેત રચ્યો, અને તે મુજબ બાદશાહને સમજાવી હુકમ પણ મોકલી આપ્યો. હુકમ મુજબ શાહજહાન થોડે સુધી ગયો પણ ખરો. પરંતુ પછી તેને નૂરજહાનની ખટપટ વિષે કંઇક વ્હેમ આવ્યાથી તેણે દક્ષિણ છોડી કંદહાર જવાની ના પાડી. એટલે નૂરજહાને તેની ફોજ મોકલી આપવાનો હુકમ મોકલાવ્યો. પણ શાહજહાને તે ન માન્યાથી જહાંગીરે તેની જાગીર જપ્ત કરી તેને રાજદ્રોહી ઠરાવ્યો. મહોબતખાં જેવા શૂરા સેનાપતિને હાથે હાર ખાઇ શાહજહાન બંગાળા, બહાર વગેરે સ્થળે નાસતો ભાગતો છેવટે દક્ષિણમાં અહમદનગરના સરદાર મલિકંબરને મળી ગયો. પણ છેવટે ઇ. સ. ૧૬૨૫ માં તે બાદશાહની માફી માગી તાબે થયો.

એ રીતે શાહજહાન પર બાદશાહની અપ્રીતિ કરાવ્યા બાદ નૂરજહાને મહોબતખાંનો ઘાટ ઘડવા ધાર્યો. એ સેનાપતિ ઘણો જ સત્તાવાન હતો, એટલુંજ નહિ પણ તેની ધારણામાં આડખીલી રૂપ હતો. કારણ શહરિયારને રાજ્ય મળે એ તેને પસંદ નહોતું. તેથી નૂરજહાને બાદશાહને એવું ભેરવ્યું કે શાહજહાનના કેટલાક મૂલ્યવાન હાથી મહોબતખાંને હાથ આવેલા છે, તે એણે દરબારમાં ન મોકલી આપતાં પોતાની કને જ રાખી લીધા છે. એમ કરવામાં એની બદદાનત ચોખ્ખી છે. અસફખાંને પણ મહોબત સાથે ખાનગી વેર હોવાથી તેણે એ વાતને પુષ્ટિ આપી. એટલે બાદશાહે મહોબતને સેનાપતિ પદ પરથી દૂર કરી દરબારમાં આવી ખુલાસો કરવાનો હુકમ મોકલ્યો.

---

## *( ૬૫ ) નૂરજહાને બાદશાહને કેવી રીતે છોડાવ્યો ?

મહોબતખાંને દરબારમાં હાજર થવાનો હુકમ મળતાં જ તે પોતાની સામેની ખટપટ કળી ગયો; તેથી જરૂર પડે પ્રાણ આપી શકે એવા પાંચ હજાર શૂરા રજપુતોને પોતાની સાથે લઈ તે દરબારમાં જવા નીકળ્યો. આ વખતે જહાંગીર બાદશાહ કાબુલ જતો હતો અને મુકામ લાહોરમાં હતો. મહોબતખાંએ લાહોર પહોંચી બાદશાહની મુલાકાત માટે રજા મેળવવા સારૂ પોતાના એક જમાઇને મોકલી આપ્યો. પણ નૂરજહાન અને અસફખાંએ તેને બાદશાહ પાસે પહોંચવા ન દેતાં નેતરનો માર મરાવી તથા બીજી ફજેતી કરી કાઢી મેલ્યો. મહોબતનો પિત્તો એથી ખરેખરો ખસી ગયો, પણ તત્કાળ કંઇ ન કરતા તે ખામોશ પકડી બેસી રહ્યો. લાગ મળતા જ બાદશાહને પોતાના તાબામાં લેવાનો તેણે ઠરાવ કર્યો.

પછી લાહોરથી બાદશાહનો મુકામ ઉઠવાની તૈયારી થઇ. તે વખતે એવી ગોઠવણ હતી કે બાદશાહના અંગરક્ષક અને તહેનાતના માણસો સિવાય બીજા સઘળા લશ્કરે અગાઉથી ઝેલમ નદી પાર કરી જવી, અને તે પછી પાદશાહ અને તેનો પરિવાર જરા મોડેથી તેમ કરે. તે મુજબ સઘળું લશ્કર મોટે પરોઢીએ હોડીઓના પૂલ પરથી સામે કાંઠે પસાર થઇ ગયું. તે તકનો લાભ લઇ મહોબતખાએ તુરતજ પોતાના માણસો પાસે તે હોડીઓનો પૂલ બાળી નંખાવ્યો અને બાદશાહના તંબુની આસપાસ ફરી વળી તેને પોતાના કબજામાં લીધો. આ વખતે નૂરજહાન પણ તંબુમાં જ હતી. છતાં બાદશાહને પોતાના કબજામાં લેવાના કામમાં મહોબતખાં રોકાયો હતો, તે તકનો લાભ લઇ તે યુક્તિબંધ ત્યાંથી છટકી ગઇ અને સહીસલામત સામે કાંઠે પાદશાહી લશ્કરને જઇ મળી. ત્યાં પહોંચતાં જ એણે અમીર ઉમરાવોને તેમની બેદરકારી માટે ઝાટકો નાખ્યા અને તે પછી તે પોતે જ સઘળા લશ્કરની સરદારી લઇ

બાદશાહને છોડાવવા નીકળી. મોગલો અને રજપુતોનું ભયંકર યુદ્ધ થયું. નૂરજહાને પોતે પણ પરાક્રમ કરવામાં મણા રાખી નહિ. એક પછી એક એમ એના ત્રણ મહાવતો વિંધાઇ ગયા, છતાં પણ સ્વામીના ઉદ્ધાર માટે તે વીર રમણી આગળ ને આગળ માર્ગ કાપતી જ ચાલી. તથાપિ રજપુતોના પ્રચંડ પરાક્રમ આગળ એને યશ મળ્યો નહિ. આખરે નાસીને તે લાહોરમાં ભરાઇ ગઇ.

મહોબતખાં બાદશાહને લઇ કાબુલ ગયો. જહાંગીરને એણે નજરકેદ રાખ્યો હતો, છતાં પણ એને બાદશાહને ઘટતું સઘળું જ માન તે આપતો હતો, અને બાદશાહના નામથી જ તે બધો વ્યવહાર કરતો હતો. આરામપ્રિય બાદશાહ પણ મહોબતના વર્તનથી એટલો બધો ખુશ થઇ ગયો હતો કે તેણે નૂરજહાનને કાગળ લખી પોતાને છોડવવાનો કંઇ પણ ઉદ્યોગ કરવાની મના કરી એટલું જ નહિ પણ બેગમને પોતાની પાસે આવવા જણાવ્યું. તે મુજબ નૂરજહાન કાબુલ આવી પહોંચી, ત્યારે મહોબતખાંએ તેને બાદશાહને મળવા દીધી નહિ. એટલું જ નહિ પણ બેગમને માથે રાજદ્રોહનો આરોપ મેલી બાદશાહ આગળ તેની ખટપટ, તેના અત્યાચારો, અને શહરિયારને ગાદી અપાવી પોતાની રાજસત્તા અખંડ ચાલુ રાખવાની એની અભિલાષા વગેરે બધું ઉઘાડું પાડયું. જહાંગીર પણ આટલા દહાડા નૂરજહાનથી અલગ રહેલો હોવાથી તેનો મોહ ઓછો થયો હતો. તેથી નૂરજહાનને પ્રાણદંડ કરવાના ફરમાન પર એણે પોતાની સહી પણ કરી આપી. છતાં નૂરજહાન બહુ કાબેલ હતી. એણે જણાવ્યું કે "બંદીવાન બાદશાહને મોતની સજા કરવાનો અધિકાર નથી રહેતો. છતાં મરતાં પહેલાં મને એક વાર મારા ધણીના દર્શન કરી એના હાથને અશ્રુથી ભીંજાવવાની પરવાનગી આપશો." મહોબતખાં તેમ કરવા કબુલ થયો અને તે પોતે નૂરજહાનને લઇ બાદશાહ આગળ ગયો. નૂરજહાને મોઢેથી એક શબ્દ સરખો

ઉચ્ચાર્યો નહિ. પણ એની અંતર વેદનાથી એનું સૌંદર્ય એટલું બધું વધવા પામ્યું હતું કે તે જોતાં જ જહાંગીરનું મન પીગળી ગયું. મહોબત તરફ ફરીને તે બોલ્યો, "જો મહોબત! આ સુંદરીને શું તું નહિ બચાવે? જો, જો! બિચારી કેટલાં આસુ ઢાળે છે!" તે પર "મોગલ બાદશાહની ઇચ્છા ક્યારે ય નિષ્ફળ જતી નથી" એમ કહી તેણે નૂરજહાનને છોડી દીધી.

હવે, છ માસ કાબુલમા રહ્યા પછી બાદશાહ લાહોર પાછો ફર્યો. તે દરમ્યાન મહોબતખાં પર એણે એટલી બધી મહેરબાની અને વિશ્વાસ બતાવ્યાં હતાં કે મોહબતખાં પોતાને નિશ્ચિંત સમજવા લાગ્યો હતો. નૂરજહાનની છાની છાની વાતો પણ તે મહોબતને જણાવી દેતો. એક વાર તો એણે એમ પણ જણાવ્યું કે "બેગમ તારો જીવ લેવાની વેતરણમાં છે." પાદશાહનો આવો નિષ્કપટ ભાવ ને વિશ્વાસ જોઈ મહોબત ભૂલાવામાં પડ્યો. પાદશાહને પોતાના હાથમાં જોઇ તેણે એના પરનો જાપતો કંઇક ઓછો કર્યો, તેમ પોતાનું મોટું રજપુત દળ પણ કમી કર્યું. નૂરજહાન આવી જ તકની રાહ જોતી હતી. એક પણ દિવસ તે પોતાના પ્રયત્નમાં શિથિલ થઇ નહોતી. મહોબતને ગાફેલ જોઇ તુરત જ પોતાના વિશ્વાસુ મુસલમાન સરદારોની સહાયથી તેણે યુક્તિપૂર્વક બાદશાહને પોતાના તાબામાં લીધો. મહોબતખાંને પ્રાણભયથી દક્ષિણમાં નાસી જવું પડ્યું. દક્ષિણમાં સમદુઃખયા શાહજહાન અને મહોબતખાં વચ્ચે ગાઢ મૈત્રિ જામી.

---

# * ( ६६ ) જહાંગીરની ન્યાયપ્રિયતા

જહાંગીર પોતાની પ્રજાને ન્યાય મળે તેટલા માટે બહુ ઇંતેજાર રહેતો. રાય કે રંક હરકોઇ પોતાની ફરિયાદ બાદશાહને કાને નાખી ઇન્સાફ મેળવી શકે તેટલા માટે તેણે એક સોનાની સાંકળ પોતાના બેઠકખાનામાથી મહેલની બારીએ લટકાવી હતી. તે સાંકળને સો સોનાની ઘંટડીઓ બાંધી હતી. જે કોઇને ફરિયાદ કરવી હોય તે એ સાંકળ ખેંચીને ઘંટડીઓ વગાડતું, એટલે બાદશાહ તુરત તેને પોતાની પાસે બોલાવી યોગ્ય ઇન્સાફ આપતો.

કહે છે કે એક દહાડે સમીસાંજે નૂરજહાં બેગમ પોતાના મહેલની અગાશી પર આમ તેમ ટહેલતી હતી. તેવામા તેની નજરે જમનાને સામે કાંઠે કંઇક ધોળું ધોળું પશુ જેવું જણાયું. તે પરથી એને વિચાર આવ્યો કે “જોઉં, આટલે દૂરથી શિકાર થઇ શકે છે કે નહિ.” નૂરજહાન શિકાર કરવામાં કુશળ હતી અને એ પહેલાં એણે અનેક વાઘોનો શિકાર કર્યો હતો. તેથી તુરત જ તેણે પોતાની બંદૂક મંગાવી અને તે ધોળી વસ્તુનું નિશાન તાકી ગોળી છોડી. નેમ આબાદ નીવડી અને સામે કાંઠે જણાતું ધોળું પશુ ભોંય ઢળી પડેલું જણાયું. નૂરજહાનના આનંદનો પાર રહ્યો નહિ. શિકાર થઇ શક્યો એ વાતથી જ એને સંતોષ થયો. તે શિકાર કેવી જાતનો અને શો છે તે જાણવાની એને દરકાર નહોતી; તેથી તે તો નચિંતે મહેલમાં ગઇ.

હવે, ખરી બીના એવી હતી કે બેગમે પશુ ધારીને જેનો શિકાર કર્યો તે કોઇ પશુ નહોતું, પણ ઓવારા પર ધોતો ધોબી હતો. સામે કાંઠેથી અવાજ થયો ને ધોબી ગબડી પડ્યો એ લૂગડાં સૂકવતી ધોબણે જોયું. પાસે આવીને જુએ છે તો ધોબી લોહીલુહાણ થઇ મરણ પામ્યો છે. ધોબણના શોકનો પાર રહ્યો નહિ. શહેરમાં

જઇ બીજા ધોબીઓને તે બોલાવી લાવી, અને ધોબીઓએ મળી તે ધોબીના શબને અગ્નિસંસ્કાર કર્યો.

ત્યાર પછી ધોબીઓને તપાસ કરતાં માલમ પડયું કે રાજમહેલમાંથી નૂરજહાન બેગમે તે સાંજરે બંદૂક ફોડી શિકાર કર્યો હતો. જહાંગીરના અદલ ઇન્સાફ વિષે ધોબણ જાણતી હતી. તેથી બાદશાહ આગળ પોતાની કર્મકથા જણાવી ન્યાય મેળવવા એ મહેલ પાસે આવી. પરંતુ ચોકીદારોએ એને ન્યાયની સાંકળ ખેંચવા દીધી નહિ. કારણ તેઓ જાણતા હતા કે ધોબણ બેગમ સાહેબ સામે ફરિયાદ કરવા આવી છે, અને નૂરજહાન પણ બાદશાહનો સ્વભાવ સારી પેઠે જાણતી હોવાથી બાદશાહને કાને એ વાત ન જાય એવી તજવીજ કરતી હતી. ધોબણે ઘણા દિવસ લગી મહેલ પાસે ધક્કા ખાધા, પણ સાકળ ખેંચવાનો એને કોઇ લાગ મળ્યો નહિ.

આખરે એક દહાડો બપોરને વખતે ચોકીદાર મહેલની એક કમાન તળે બેઠો બેઠો ચલમ પીતો હતો, તે તકનો લાભ લઇ ધોબણે એકદમ સાંકળ ખેંચીને ખૂબ જોરથી હલાવી. એ વખતે બાદશાહ ભોજન કરતો હતો. ઘંટડીઓનો ઉપરા છાપરી અવાજ આવતાં તેણે ફરિયાદીને પોતાની હજુરમાં લાવવાનો હુકમ કર્યો. ધોબણે પોતાના એકના એક બચ્ચાને બાદશાહના પગ આગળ મૂકી આંસુભરી આંખે પોતાની ફરિયાદ રજુ કરી. એટલે બાદશાહે તેને દિલાસો આપી કહ્યું, "આવતી કાલે દરબાર ભરાય ત્યા આવી તું તારી ફરિયાદ મને ફરી કહેજે. હાલ આ મહોરોની કોથળી લે. તારા અને આ બચ્ચાના પોષણ માટે દર વર્ષે તને સો મહોરો મળ્યા કરશે."

બીજે દહાડે દરબાર ભરાયો. બેગમનો ન્યાય થવાનો છે એ વાત નગરમાં ચર્ચાયલી હોવાથી દરબાર ચિકાર ભરાઇ ગયો. નૂરજહાનને પણ પડદા પાછળ બેસવાનો હુકમ હતો. ઠરાવેલે વખતે

બાદશાહે આવી ધોબણને મોઢે ફરિયાદ સાંભળી અને પછી નૂરજહાનને બંદૂક ફોડયા વિષે પૂછ્યું. નૂરજહાને તે વાત કબુલ કરી, ને અપરાધ સાબીત થયો. એટલે જહાંગીર હાથમાં એક બંદૂક લઇ ધોબણ પાસે ગયો. લોકોમાં કંઇ કંઇ ઘુસપુસ ચાલી. બધાંને લાગ્યું કે જહાંગીર ધોબણને મારી નાખશે કે ધોબણ પાસે બેગમ પર ગોળી છોડાવશે. પણ બધાના આશ્ચર્ય વચ્ચે બાદશાહ બોલી ઉઠયો કે "વસ્તીમા શિકાર ન કરવાનું મારૂં ફરમાન છે. તેનો ભંગ કરી બેગમે બંદૂક છોડી ધોબીનો ઘાત કર્યો છે, એ અપરાધ સાબીત થયો છે. માટે બધાના દેખતાં હું એનો ન્યાય કરૂં છું, અને બેગમને ફરમાવું છું કે " જેવી રીતે તેં ધોબણના પતિનો જીવ લીધો છે તે જ પ્રમાણે આ ધોબણે તારા પતિનો ( જહાંગીર પોતાનો ) જીવ લેવો. " એમ કહી બાદશાહે પોતાના હાથમાની બંદૂક ધોબણને આપી અને કહ્યું, " બાઇ, આ બંદૂક વડે તું મારો જીવ લે. તો જ મને સંતોષ થશે. તો જ મેં ખરો ન્યાય કર્યો કહેવાશે."

સર્વ જણ ચકિત થઇ ગયા. ધોબણના ગભરાટનો પણ પાર રહ્યો નહિ. એ બિચારી ધારતી હતી કે બાદશાહ બેગમને ઠપકો આપશે, કે બહુ બહુ તો પોતાની માફી મંગાવશે, તેને બદલે આવું જુદું જ જોઇ ધોબણે રડી દીધું, અને હાથ જોડી કહ્યું, " જહાપનાહ, આપ તો અમારા માબાપ છો. બેગમ સાહેબનું કૃત્ય આપના જાણવામાં આવે તેટલા સારૂ જ મેં આપ નામદાર આગળ ફરિયાદ કરી હતી, વેર લેવા માટે નહિ. કહેવત છે કે 'હજાર મરજો પણ હજારનો પાળનાર ના મરશો.' માટે મહારાજ, ક્ષમા કરો." દરબારી જન ધોબણના વર્તનથી ખુશ થઇ ગયા. લોકોમાં એની વાહવાહ થવા લાગી. બાદશાહે ફરી પાછું પોતાને બંદૂક મારવાનું ધોબણને જણાવ્યું. પણ ધોબણે પહેલાંની માફક જ "ક્ષમા કરવાની" વિનંતિ કરી.

અંતે બાદશાહે બંદૂક લઇ લીધી, અને ધોબણની વિનંતિ પરથી બેગમનો અપરાધ ક્ષમા કર્યો. પણ તે સાથે હુકમ ફરમાવ્યો કે "નૂરજહાં બેગમે બાદશાહની પરવાનગી વગર કોઇ દિવસ હથિયાર ધારણ કરવું નહિ." તે સાથે રાજ્યમાં પણ દાંડી પીટાવી કે "વસ્તીમાં કોઇએ શિકાર કરવો નહિ કે બંદૂક ફોડવી નહિ. એ હુકમનો ભંગ કરનારને સખ્ત શિક્ષા થશે."

આ ઉપરથી જહાંગીરની ન્યાયપ્રિયતા કેવી હતી તે જણાશે.

---

## *(૬૭) લોભી તહસીલદારને જહાંગીર બાદશાહે કરેલી શિક્ષા

એક વાર ઉનાળામા જહાગીર બાદશાહ હવા ખાવા કાશ્મીર જતો હતો. રસ્તામા સરહિંદ આગળ મુકામ હતો, તે વખતે ત્યાંના એક તહસીલદારે બાદશાહને એક અરજી મોકલી આપી. અરજીમાં લખ્યું હતું કે "મુસલમાનોની સંપત્તિ પર બોજો નાખવાનો મારો ઉદ્દેશ નથી. પણ ધનવાન હિંદુ જાતિની આવક પર જો કંઇ કર લેવાનું ઠરાવવામાં આવે તો 'જેકત' કર માફ કરવાથી રાજ્યને જે ખોટ જાય છે તે વળી રહેવા સંભવ છે. આપ નામદાર જો એ કર નાખવાનું ઠરાવો અને તેને વસુલ કરવાનું કામ જો મને સોપો તો ત્રણ વર્ષના કરની જે આવક આવવા સંભવ હોય તે હું આપ નામદારને અગાઉથી આપવા તૈયાર છું." બાદશાહે તે અરજદારને પોતાની હજુરમાં બોલાવી તેની અરજી પાછી આપી, અને ત્રણ વર્ષમાં એ કરથી જેટલી ઉપજ થવા સંભવ હોય તેટલી રકમ પ્રથમ

રજુ કરવા જણાવ્યું. તહસીલદારે તુરત જ ઘેર જઇ સોનાની મહોરોના તોડા ને તોડા ઉંટ પર લાદી બાદશાહ આગળ રજુ કર્યા. બાદશાહે તેમાંથી દશ તોડા પોતાના ખજાનામાં મોકલાવી આપ્યા, ને તહસીલદારને સવારમાં આવી લેખિત પરવાનો લઇ જવા ફરમાવ્યું.

બીજે દિવસે તહસીલદાર સાહેબ બનીઠણીને ગળામાં એક લાખ રૂપિયાનો મોતીનો કંઠો પહેરી ઉમંગભેર દરબારમાં ગયા. બાદશાહે તેને પૂછ્યું, "ઠીક મીયાં! તમે જે ધન મારી પાસે લાવ્યા તે તમારૂં પોતાનું જ છે કે તેમાં તમારો કોઇ ભાગીઓ છે?" જવાબમાં મીયાંસાહેબે જણાવ્યુ કે "નહિ જી. હુજુર, એ બધુ દ્રવ્ય મારૂં જ છે. મારા બાપે મરતી વખતે એ બધો વારસો મને આપેલો છે. મેં આપની આગળ રજુ કર્યું તેથી બમણા ધનના ચરૂઓ તો હજી મારે ત્યાં દાટેલા છે. કોઇના પર જુલમ ગુજારી એ દ્રવ્ય એકઠું કરવામાં આવ્યું નથી, નામદાર." બાદશાહે કહ્યું કે "ઠીક, તમારા ચરૂઓ મારા સરદારને બતાવો તો મારી ખાત્રી થાય." તહસીલદાર તેમ કરવા કબુલ થયો. સરદારે આવી તે વાત સાચી હોવાનું બાદશાહને જણાવ્યું.

તહસીલદારની અરજી પરથી જ બાદશાહને એની બદદાનતનો વહેમ પડયો હતો; અને હવે તો ખાત્રી થઇ કે એણે તથા એના બાપે એવી જ રીતે પ્રજાને લુંટીને આટલો બધો પૈસો એકઠો કરેલો છે. છતાં એનાં બાળબચ્ચાંને દુઃખમા નાખવાનું એને ઠીક ન લાગ્યું તેથી એ દ્રવ્ય જપ્ત ન કરતાં એકલા તહસીલદારને જ યોગ્ય શિક્ષા કરવાનું ઠરાવ્યું. બાદશાહે તુરત જ પોતાના એક નાયકને બોલાવી મંગાવ્યો અને તહસીલદારને બતાવી હુકમ આપ્યો કે "આ સુંદર પોષાકમાં સજ્જ થયેલું શરીર તથા કિંમતી મોતીની માળાથી શોભતું આ ગળું હું તમારે સ્વાધીન કરૂં છું. એની તમારી નજરમાં આવે તેવી વ્યવસ્થા કરો."

નાયક બાદશાહની ઇચ્છા સમજી જઇ તે તહસીલદારને ગામના પાદરે લઇ ગયો, અને ત્યાં એનું માથું કાપી ઉંટ સાથે બાંધીને તેનું શરીર આખા ગામમાં ફેરવ્યું. સાથે એક દાંડી પીટાવી કે " પ્રજાને પીડી પૈસા એકઠા કરનારની, તથા પ્રજાના કલ્યાણ માટે ના૦ બાદશાહે માફ કરેલા કર ફરીને એક કોમ પર બેસાડવાની પક્ષપાતભરી બંભેરણી નામદારને કરનારના આ હાલ થાય."

જહાંગીરનું આ કૃત્ય હાલની દૃષ્ટિએ અલબત ક્રૂર તો કહેવાય. છતાં આ વાત પરથી પ્રજાને પીડનારા અધિકારીઓ પર તેને કેટલો તિરસ્કાર હતો, તથા કોમી ભેદભાવ વગર તે સર્વ પ્રજાનું કલ્યાણ કરવા કેટલો ઉત્સુક હતો તે જણાઇ આવે છે.

---

## * ( ૬૮ ) જહાંગીરના ગુણ દોષ

શાહજાદા સલીમ તરીકે જહાંગીર જુલમી અને દુરાચરણી હતો; તેમ જ મુસલમાનો તરફ પક્ષપાત પણ બતાવતો હતો, તથાપિ ગાદીએ બેઠા પછી એણે પોતાનું વલણ બદલ્યુ હતું. અકબર બાદશાહે સ્થાપેલી વ્યવસ્થા ચાલુ રાખવાનું એણે ડહાપણ બતાવ્યું હતું. તથા કોમી ભેદભાવ વગર સર્વ પ્રજાને સરખો ન્યાય આપવા તે હમેશાં પ્રયત્ન કરતો હતો. ખુશરૂ અને તેના સાથીઓને કરેલી સજા અલબત ક્રૂર હતી. છતાં તેનો સ્વભાવ ખાસ ક્રૂર હોય એવું પણ નહોતું. એના દીલમાં દયા, મમતા અને સ્નેહને સ્થાન હતું, એવું અનેક વાતો પરથી જણાઇ આવે છે. શાહજાદાઓ પ્રત્યેનો એનો પ્યાર તથા ખુશરૂની માતાના સંબંધમાં પોતાના આત્મવૃત્તાન્તમાં લખેલા

એના ઉદ્દગારો એ વાતની સાબીતી છે. પ્રજા પર અત્યાચાર ન ગુજરે અને સર્વ લોકોને અદલ ઇન્સાફ મળે તે માટે પણ જહાંગીર બહુ કાળજી ધરાવતો હતો. વળી એનું મન સ્થિર હોય, નિશો બિશો કરેલો ન હોય તો ન્યાય પણ તે ચોખ્ખો કરતો. ખંતનો ગુણ પણ એનામાં સારા પ્રમાણમાં હતો. કોઇ પણ કામ હાથમાં લીધા પછી તે તેમાં મંડી રહીને છેવટે પાર મૂકતો ત્યારે જ જંપતો. શિકાર અને મરદાનગીની રમત ગમતનો એને ભારે શોખ હતો, તથા સૃષ્ટિ સૌંદર્ય નિરખવાનું પણ એને ઘણું ગમતું.

એ સિવાય બીજા ઘણા સારા ગુણો એનામાં હતા. પણ દારૂના વ્યસન આગળ તે બધા જ ઢંકાઇ ગયા હતા. એને દારૂની લત બહુ જબરી હતી. એક દિવસમા વીસ વીસ પ્યાલા તે અડાવતો હતો. પણ પછી એના એક વિશ્વાસુ હકીમની ચેતવણીથી તથા નૂરજહાનના ખંતથી એ છ પ્યાલા સુધી ઉતર્યો હતો. પણ ઘટાડેલા દારૂને બદલે એણે ભાગ લેવા માડી હતી. આ દુર્વ્યસનોથી એનું મન એટલું નબળું પડી ગયું હતુ કે એ ઘડી ઘડીમા ઉશ્કેરાઇ જતો અને સ્વભાવે સારો અને ભલો હોવા છતાં કોઇ વખત તે ઓડનું ચોડ કરી નાખતો. વળી નબળા મનનો હોવાથી કોઇ પણ માણસ તેને સહેલથી પોતાના હાથમાં લઇ શકતું. વળી એની વૃત્તિ વિલાસી અને આરામપ્રિય થઇ જવાથી રાજકાજમાં પણ એનાથી ઝાઝું લક્ષ પરોવી શકાતું નહિ. તેથી અનેક સારા ગુણો હોવા છતાં તેની રાજ્યવ્યવસ્થા ખાસ દીપી શકી નહિ. એને આવડું દારૂનું વ્યસન ન હોત તો જરૂર એ એક સારો બાદશાહ નીવડયો હોત. પણ આશ્ચર્યની વાત એ છે કે તે પોતે ખૂબ દારૂ પીતો હતો, છતા લોકોને તે પીવાની એણે સખ્ત બંધી કીધી હતી. એટલું જ નહિ પણ તેમ કરનારને તે ભારે સજા કરવા પણ ચૂકતો નહિ.

કહે છે કે એક વખત દરબારમાં ઇરાનનો એલચી આવ્યો હતો. તેના માનમાં મીજબાની કરવામા આવી હતી. તે વખતે પાદશાહે પાસેની દરબારી મંડળીને દારૂ પીવાનું કહ્યું. તે મુજબ બક્ષીએ પ્યાલા ભરી ભરીને બધાને આપ્યા. બધાએ દારૂ પીધો. રીત મુજબ સઘળાના નામ તવારીખમાં નોંધાયા. પાદશાહને દારૂની લહેરમા પોતે હુકમ આપ્યાનું ભાન પણ ન હતું. પછી બીજે દિવસે દરબારમાં વાત પરથી વાત નીકળતાં કોઇએ આગલી રાત્રે બધાએ દારૂ પીધાનો ઉલ્લેખ કર્યો. એ સાંભળી બાદશાહના ગુસ્સાનો પાર ન રહ્યો. કોણે હુકમ આપ્યો એ પૂછ્યું, ત્યારે બધાએ બક્ષીનું નામ દીધું. પછી એક ઇરાની વકીલ સિવાય તવારીખમાં જેમના નામ નોંધાયા હતા તે બધાયને ભારે દંડની કે ભરદરબારમાં ૫ટકાની સજા કરવામા આવી' ગુન્હેગારોની તરફેણમા કોઇથી ચું કે ચાં થઇ શક્યું નહિ! મતલબ કે જહાંગીર પોતે દારૂના વ્યસનના ગેરફાયદા સમજી શક્યો હતો, અને પ્રજામાં તે બધે ન ફેલાય એવો એનો ખાસ આગ્રહ હતો, એમ આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

એના દરબારમાં ઇંગ્લાંડના રાજા તરફથી સર ટૉમસ રો નામનો દૂત ઇ. સ. ૧૬૧૫માં આવ્યો હતો. ઇસ્ટ ઇંડીઆ કંપની માટે કેટલીક વહેપારી સવલતો મેળવવાનો તેનો ઇરાદો હતો. પણ દરબારીઓએ તેને ફાવવા ન દીધાથી ત્રણ વર્ષે નિષ્ફળ થઇ તે પાછો ફર્યો હતો. એ અંગ્રેજ એલચીએ તે વખતની સ્થિતિનું વર્ણન લખ્યું છે. તેમાં એ જણાવે છે કે "જહાંગીરના દરબારનો ઠાઠ બહુ ભારે હતો. અમલદારોમાં લાંચ રૂશ્વતનું જોર હતું તથા મુસાફરીના રસ્તાઓમા ચોર લુંટારાનો ઘણો ભો હતો." શાહજાદાઓના બળવા સિવાય એના રાજ્યમાં બીજા બંડ બખેડા ન થવા પામ્યા તેથી પ્રજા સામાન્ય રીતે સુખી અને સંતોષી હતી. જહાંગીરના મોંમાંથી નીકળેલું વેણ ટદી પાછું ફરતું નહિ. ખરૂં ખોટું મોંમાંથી જે નીકળ્યું તે અમલમાં

મૂકાતું જ. તેથી આજે પણ આપખુદ સત્તા ‘ જહાંગીરી ’ અમલ નામે ઓળખાય છે.

જહાંગીર દમના વ્યાધિથી ઇ. સ. ૧૬૨૭ માં ૨૨ વર્ષ રાજ્ય ભોગવી ૬૦ વર્ષની ઉંમરે કાબુલથી લાહોર આવતાં રસ્તામાં ગુજરી ગયો. એણે પોતાનું જીવન વૃત્તાન્ત લખેલું છે, જે વાંચવા જેવું છે.+

---

+ ‘ જહાંગીર ’ નામનું પુસ્તક ગુજરાતીમાં છપાએલું છે. તે વાંચવા ભલામણ છે.

## ( ૬૯ ) શાહજહાંનનો રાજ્યાભિષેક

જહાંગીરના મૃત્યુ વખતે શાહજહાન દક્ષિણમાં હતો અને નૂરજહાન પોતાના હાથના રમકડા રૂપ શહરિયારને ગાદીએ બેસાડવાનો યત્ન કરતી હતી. કિન્તુ તેની બધી મહેનત જોતજોતાંમાં ધૂળ મળી ગઇ. જહાંગીરના જીવતા એનો ભાઇ અસફખાં જ એનો મુખ્ય આધાર હતો, અને ઉત્તરાધિકારી ઠરાવવાની બાબતમાં પણ એની જ એને જબરી હુંફ હતી. પરંતુ જહાંગીરનું મરણ થતાં જ અસફખાં બદલાઇ ગયો. જે બેનને



શાહજહાન

લીધે એનો આવડો ભાગ્યોદય થયો હતો તેનો પોતાના સ્વાર્થને લીધે તેણે એકદમ ત્યાગ કર્યો, એટલું જ નહિ પણ તેને કેદ કરતાં પણ તે અચકાયો નહિ! આમ કરવાનું કારણ એ કે તેણે પોતાની દીકરી અર્જમન્દ બાનુ શાહજહાન વેરે પરણાવેલી હતી, અને તેથી શાહજહાનને પાદશાહી તખ્ત મળે એવી એની સ્વાભાવિક ઇચ્છા હતી. પણ શાહજહાનને દક્ષિણમાંથી આવી પહોંચતાં કેટલાંક અઠવાડિયાં સ્હેજે લાગે તેમ હતું, અને તે દરમ્યાન ગાદી ખાલી રહે તો રાજ્યમાં બંડ બખેડા થવાનો સંભવ હતો. માટે અસફખાંએ એવી યુક્તિ લડાવી કે ખુશરૂના પુત્ર દાવરબક્ષ ઉર્ફે બુલ્કીને ગાદીએ

બેસાડી દઇ તેની આણ વર્તાવી. ખુશરૂના મરણથી થયેલા દુઃખના આવેશમાં જહાગીરે પણ પોતાની પાછળ બુલ્કી ગાદીએ બેસે એવું જાહેર કર્યું હતું. તેના આધારે અસફખાંને બુલ્કીને પાદશાહ તરીકે જાહેર કરવામા ઝાઝી અડચણ પડી નહિ. એક બાજુ આવી વ્યવસ્થા કરી અસફખાંએ બીજી બાજુ શાહજહાનને તાબડતોબ આવવાનો સંદેશા મોકલ્યો. શહરિયાર તેમજ બીજા રાજકુમારોને અસફખાંએ અગાઉથી જ કેદ કરી લીધા હતા, અને શાહજહાનનો હુકમ આવતાં તે બધાયને લાહોર મુકામે તેણે મારી નાખ્યા.

એ રીતે ભાઇ ભત્રીજાઓનો નાશ કરી શાહજહાન પાંચમી ફેબ્રુઆરી સન ૧૬૨૭ ના રોજ આગ્રાના બાદશાહી સિંહાસન પર બેઠો, તેના નામના ખુત્બા પઢયા. મોગલ બાદશાહોનો રાજ્યાભિષેક બહુ ઠાઠ અને આડંબરથી થતો હતો, પરંતુ શાહજહાને તો તેની કમાલ કરી બતાવી. પહેલાં તો જુદા જુદા કિંમતી પદાર્થો સાથે તેની તુલા કરવામાં આવી અને તે પદાર્થો ગરીબોને વહેંચી આપવામા આવ્યા. તે સિવાય મણિમુકતાદિ રત્નોથી ભરેલાં વાસણો તેના માથે ઓવારીને દરબારીઓમાં ઉછાળવામાં આવ્યાં. મકકા અને મદીનાનાં પવિત્ર સ્થળોમાં મૂલ્યવાન ભેટો મોકલાવી આપી, તથા પેગંબરની કબર પાસે રાખવા માટે તેણે એક રત્ન જડિત દીવી પણ મોકલી. એ દીવીમાં એક તો ગોવલકોંડેથી આણેલો દોઢ લાખનો એક હીરો હતો. આ રાજ્યાભિષેકના પ્રસંગે કુલ ૧ કરોડ ને સાઠ લાખ રૂપિયા જેટલો ખર્ચ થયો હતો!

શાહજહાનની વર્ષગાંઠ પણ ભારે ઠાઠથી ઉજવવામાં આવતી હતી. તે દિવસે પણ તે સોનું, રૂપું, ઝવેરાત, કિંમતી અને દુર્લભ મશાલા, જરકસબી વસ્ત્રો તથા સ્વાદિષ્ટ પકવાન્ન સાથે ચચ્ચાર વાર તોળાતો અને એ બધા પદાર્થો પછી ગરીબોમાં વહેંચી દેવામાં આવતાં.

તે વખતનો બાદશાહી દબદબો અને સંપત્તિ કેવાં હશે!!

---

# * ( ૭૦ ) નૂરજહાનના છેલ્લા દિવસો

શાહજહાનના તખ્તનશીન થતાં પહેલાં જ અસફખાએ નૂરજહાનને કેદ કરી લીધી હતી. તે પછી તે એવી જ સ્થિતિમા ઇ. સ. ૧૬૪૫ સુધી જીવી. એના ભરણ પોષણ માટે શાહજહાને એના દરજ્જાને છાજે એવું પચીસ લાખનું સાલિયાણું બાંધી આપ્યું હતું.

જહાંગીરની હયાતિમા એના હાથમાં જે સર્વ રાજ્યસત્તા હતી તે જહાંગીરના મરણની સાથે જ અલોપ થઇ ગઇ. રાજ્યસત્તાનો એને ઘણો લોભ હતો અને તે જીંદગીભર ટકાવી રાખવા સારૂ એણે કંઇકિંઇ ખટપટ કરી હતી. છતાં તે એક અત્યંત તેજસ્વી અને સ્વાભિમાની સ્ત્રી હતી. તેથી એની દુર્દશા થયા પછી એની બાકીની જીંદગીમાં એક પણ દહાડો એણે રાજનૈતિક બાબતમાં હોઠ સરખો ફફડાવ્યો નહોતો. એનો સઘળો સમય અભ્યાસ, વાચન, એકાન્તવાસ અને આરામમા જ પસાર થતો. એ એકાન્તવાસમાં એનું ચારિત્ર કેવળ નિર્મળ હતું. કલંકની એક રેખા સરખી એને સ્પર્શ કરી શકી નહોતી. એ બધો વખત એક ધર્મબળ જ એનો મુખ્ય આધાર હતો. વૈધવ્ય પ્રાપ્ત થયા પછી એણે કિંમતી વસ્ત્રાભૂષણોનો સમૂળગો ત્યાગ કરી દીધો હતો. માત્ર એક સફેદ વસ્ત્ર પહેરી તથા ખોરાકમા મચ્છી માસનો ત્યાગ કરી એક શુદ્ધ હિંદુ વિધવાની માફક તે રહેતી.

એની ઇચ્છા મુજબ એના શબને જહાંગીર બાદશાહની કબરની બાજુમાં દફનાવવામાં આવ્યું હતું.

નૂરજહાન એ તેના જમાનાની ખરેખર મહાન સ્ત્રી હતી. સત્તા, સૌંદર્ય અને બુદ્ધિબળમાં તેની સરખામણી કરી શકે એવી કોઇ પણ સ્ત્રી જગતમાં તે વખતે નહોતી. તેની પૂર્વે થઇ ગએલી ઇંગ્લાંડની રાણી ઇલીઝાબેથ સાથે એના જાહેર જીવનનો મુકાબલો ઘણી સારી રીતે થઇ શકે.

---

# * ( ૭૧ ) મુમતાજ મહાલ બેગમ

અસફખાંની દીકરી અર્ઝમન્દ બાનુ સાથે શાહજહાનનાં લગ્ન થયાં હતાં. એ લગ્ન પ્રસંગ અજબ રીતે ઘડાઇ આવ્યો હતો.

કહે છે કે શાહજાદા ખુરમ તરીકે શાહજહાન એકવાર ખુશરોજના મેળામાં જઇ ચઢયો હતો. તે વખતે મેળો ખલાસ થવા આવ્યો હતો, અને દુકાનોમાંનો માલ વેચાઇ ગએલો હોવાથી દુકાનો બંધ થવા માંડી હતી. તેવામાં શાહજહાન એકાએક અર્ઝમન્દ બાનુના હાટ આગળ આવી ઉભો રહ્યો. અર્ઝમન્દ બાનુ તે દિવસે સાકરના કૃત્રિમ પહેલદાર હીરા બનાવી વેચવા લાવી હતી. એ બધા હીરા વેચાઇ ગયા હતા, માત્ર એક જ બાકી હતો. શાહજહાને તેની કિંમત પૂછતાં અર્ઝમન્દ બાનુએ સવા લાખ રૂપિયા બતાવ્યા. શાહજાદાએ તુરત જ સવા લાખ રૂપિયા આપીને તે હીરો ખરીદી લીધો. અર્ઝમન્દ બાનુ અત્યંત ખુબસુરત હતી. તેથી રૂપિયાની સાથે સાથે રાજકુમારે પોતાનું દિલ પણ એને આપી દીધું. અર્થાત કે તે અર્ઝમન્દ બાનુ પર મોહ પામ્યો.

હવે, વાત એવી હતી કે અર્ઝમન્દ બાનુનો વિવાહ એ પહેલાં એક અમીર સાથે થઇ ગયો હતો, તેથી શાહજહાનથી એનું માગું તો કરી શકાય તેમ હતું નહિ. તેથી તે દિવસે દિવસે ઝુરવા લાગ્યો. આખરે શાહજાદાના અર્ઝમન્દ બાનુ વિષેના પ્રેમની વાત બહાર પડી. એટલે પેલા અમીરે રાજકુમારની ઇચ્છાની આડે આવવું યોગ્ય ન ગણી અર્ઝમન્દ બાનુ સાથેનો પોતાનો વિવાહ તોડી નાખ્યો, અને તેને શાહજાદા સાથે પરણવાની છૂટ આપી. તે પછી શાહજાદાનાં એની સાથે લગ્ન થયાં. એ બાઇ જેવી ખુબસુરત હતી તેવી જ ગુણવાન હતી. તેથી શાહજહાનની તે અત્યંત પ્રીતિપાત્ર થઇ પડી. શાહજહાનની એના પર એટલી બધી મમતા હતી કે બંગાળા ઓઢીઆ તરફની પોતાની નાસભાગમાં પણ તેણે એને પોતાની

સાથે ને સાથે જ રાખી હતી. શાહજહાનને ગાદી મળવામાં પણ એ બાઇ જ મુખ્ય કારણ હતી. તેથી શાહજહાને ગાદીએ બેસતાં એને 'મુમતાજ મહાલ' (મહેલનું ગૌરવ) નો ઇલ્કાબ આપ્યો. આગળ એજ નામથી તે પ્રસિદ્ધ થઈ.

એ બાઇ ઇ. સ. ૧૬૩૧ માં સુવારોગથી મરણ પામી. મરતી વખતે એણે બાદશાહ પાસે બે વચન માગી લીધાં હતાં. એક તો એ કે પોતાના મરણ પછી બાદશાહે બીજી સ્ત્રી ન પરણવી, તથા બીજું એ કે તેની યાદગીરીમાં એની કબર પર એક એવી સુંદર ઇમારત ચણાવવી કે જેવી અત્યાર સુધી જગતમાં ચણાઇ ન હોય કે ભવિષ્યમાં ચણાવાનો સંભવ ન હોય ! શાહજહાને એ બન્ને વચન પાળ્યાં. મુમતાજ મહાલ બેગમની કબર પર બાંધેલો તાજમહેલ એની અદ્ભુત કારીગરી અને સુંદરતા માટે જગપ્રસિદ્ધ છે. એનું સૌંદર્ય જોવા દેશ દેશાન્તરથી હજારો લોકો દર વર્ષે આગ્રા આવે છે. સ્લીમન નામનો એક સાહેબ પોતાની સ્ત્રી સાથે તાજમહેલ જોવા આવ્યો હતો. તેણે પોતાની સ્ત્રીને તાજમહેલના સૌંદર્ય વિષે અભિપ્રાય પૂછ્યો, ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે "એની સુંદરતાનું વર્ણન થવું અશકય છે. આના જેવી સુંદર કબરની આશાએ હું કયારે ય પણ હોંસે હોંસે મૃત્યુને ભેટવા તૈયાર થાઉં." અર્થાત્ કે તાજમહેલનો જોટો જગતમાં કયાંય પણ નથી. હિંદી કારીગરીના ગૌરવરૂપ એ તાજમહેલને એક વાર અવશ્ય નિહાળવો જોઇએ.

---

# ( ૭૨ ) શાહજહાનની જીતો

શાહજહાનની કારકીર્દીની શરૂઆતમાં દક્ષિણમાં ત્રણ સ્વતંત્ર મુસલમાની રાજ્યો હતાં. અહમદનગર, બીજાપુર અને ગોવલકોન્ડા. અકબર બાદશાહે દખ્ખણુ તાબે કરી અહમદનગરના રાજ્યને હિંદુસ્થાનના નકશામાંથી ભૂંસી નાખવાનો સંકલ્પ કર્યો હતો. પરંતુ ચાંદબીબીની બહાદુરીથી એનો એ સંકલ્પ પાર પડી શક્યો નહોતો. જહાંગીરના પ્રયત્નને પણ મલીકંબરની હોશિયારી આગળ જોઇએ તેવો જશ મળ્યો નહોતો.

શાહજહાને બાદશાહ થતાં જ દખ્ખણનાં એ ત્રણે સમૃદ્ધિશાળી રાજ્યોને મોગલ સામ્રાજ્યમાં ભેળવી દેવાનો મનસુબો કર્યો. તેવામાં એક બીના એવી બની કે જેથી તે વિચાર તુરત અમલમાં મુકાયો. શાહજહાનની કારકીર્દીના પહેલા જ વર્ષે ખાનજહાન લોદી નામના તેના એક સેનાધિપતિએ બળવો કર્યો, અને અહમદનગરના રાજાએ તેને આશ્રય આપ્યો. એટલે શાહજહાનને અહમદનગર જોડે યુદ્ધ કરવાનું કારણ મળ્યું. પાદશાહ પોતે પ્રચંડ સૈન્ય સાથે દક્ષિણમાં આવ્યો અને આઠ વર્ષના સતત્ પરિશ્રમપૂર્વક અહમદનગરને ખાલસા કરી મોગલ સામ્રાજ્યમાં ભેળવી દીધું. અહમદનગર રાજ્યની એવી દશા થએલી જોઇ બીજાપુર અને ગોવલકોડાવાળા સ્હે ખાઇ ગયા. તેથી તેમણે વગર લડયે મોગલ પાદશાહને તાબે થઈ ખંડણી આપવાનું સ્વીકાર્યું. એ રીતે એક વખતના વિશાળ બ્રાહ્મણી રાજ્યના છેલ્લા અંશોએ તાબેદારી સ્વીકારતાં મોગલોનો ભારતવિજય સંપૂર્ણ થયા, ઇ. સ. ૧૬૩૭.

દખ્ખણને તાબે કર્યા પછી શાહજહાને હિંદ બહારના જે મુલકો મોગલ સામ્રાજ્યમાંથી નીકળી ગયા હતા તે પાછા જીતી લેવા તરફ લક્ષ દોડાવ્યું. ઉદેપુરના રાજકુમાર જગતસિંહને મોટું

લશ્કર આપી તેણે બલ્ખ જીતવા મોકલ્યો. એ સ્વારીમાં રજપુતોએ બતાવેલું સાહસ અને કષ્ટસહિષ્ણુતા અસાધારણ હતાં. હિંદુકુશ પર્વતને ઓળંગી બરફમય પ્રદેશમાં રજપુત વીરોએ પોતાનું પરાક્રમ ગજાવ્યું. રજપુતોનો ઉત્સાહ વધારવા રાજકુમાર જગતસિંહ પોતે પણ પ્રસંગ પડે કોદાળી લઇ ખોદવા લાગતો. આખરે પાદશાહ પોતે કાબુલ આવ્યો અને બલ્ખ જીતાયું. પરંતુ એટલે દૂર સુધીના મુલકોનો બંદોબસ્ત રાખવાનું કામ ઘણું ખર્ચાળ અને ત્રાસજનક હોવા ઉપરાંત એમાં ઝાઝો ફાયદો ન જણાયાથી શાહજહાને એ તરફના મુલકનો સંપૂર્ણ કબજો કરવાનું માંડી વાળ્યું.

જહાંગીરની કારકીર્દીમાં ઇરાની લોકોએ કંદહાર મોગલો પાસેથી જીતી લીધું હતું. ત્યાનો ઇરાની સુબેદાર અલીમર્દાનખાન ઇરાની અમલદારોથી કંટાળી જઇ શાહજહાનને શરણે આવ્યો. તેથી કંદહાર ફરીને એક વાર મોગલોને હાથ આવ્યું. પરંતુ ઇરાનીઓએ ટુંક મુદતમાં જ તે પાછું જીતી લીધું. તે પછી શાહજાદા ઔરંગજેબે બે વાર અને દારાએ એક વાર એને માટે પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં યશ મળ્યો નહોતો. તે વખતથી કંદહાર મોગલોના હાથમાથી સદાયને માટે ગયું, ઇ. સ. ૧૬૪૮.

બંગાળામાં હુગલી આગળ પોર્તુગીઝ લોકો ઘણા બહેકી જવાથી શાહજહાને તેમના પર સ્વારી કરી તેમને જેર કર્યા, અને કેટલાકને કાપી નાખ્યા.

---

# *(૭૩) શાહજહાનના વખતની જાહોજલાલી

શાહજહાનની કારકીર્દીમાં મોગલ વૈભવ અને હિંદની આબાદી તેમની પરિસીમાએ પહોંચ્યાં હતાં, એમ કહીએ તો જરા યે ખોટું નહિ. દેશમાં સર્વત્ર શન્તિ હતી અને વર્ષો એક પછી એક આબાદ નીવડતાં હતાં. તેથી રાજ્યના ખજાના તર હતા. વેપાર ઉદ્યોગ અને કારીગરીની પણ ઉત્તમ ખીલવણી થએલી હોવાથી દેશમાં લક્ષ્મીની લીલાલહેર હતી. શરૂઆતમાં થએલાં યુદ્ધોમાં અઢળક નાણું ખર્ચાયા છતાં ખજાનામાં પુષ્કળ દ્રવ્ય એકઠું થયું હતું. શાહજહાને બાદશાહી વૈભવમાં વધારો કરવામાં તેમજ પ્રજાહિતનાં કામોમાં તેનો સદુપયોગ કરવા માંડયો.

સૌથી પ્રથમ તો એણે પોતાની પ્રિય બેગમ મુમતાજને આપેલા વચન પ્રમાણે તેની સુંદર કબર ( તાજ મહેલ ) બંધાવી. એમાં વપરાએલો કિંમતી આરસપહાણ બગદાદ, અરબસ્તાન, લંકા ને મિસર જેવા દૂર દેશાન્તરોથી લાવવામાં આવ્યો હતો. રોજ બાવીસ હજાર માણસ કામ કરતાં દશ વર્ષે તાજમહેલ પૂરો બંધાઇ રહ્યો. એની પાછળ કુલ સાડાચાર કોટિ રૂપિયા ખર્ચ થયું હતું. કહે છે કે તાજમહેલના બાંધકામમાં શાહજહાને ધૂળની મૂઠી અને સોનાની મૂઠી એક જ ગણી હતી. એની અનુપમ કારીગરી ઉપરાંત અંદર ઠેકઠેકાણે મૂલ્યવાન મણિમુક્તાદિ રત્નોથી એની શોભામાં વધારો કરવામાં આવ્યો હતો. પાછળના લોભી અધિકારીઓના લોભ આગળ એ ખરાં રત્નો જો કે ઉડી ગયાં છે, છતાં અત્યારે પણ તાજમહેલ એની અનુપમ કારીગરી માટે બેનમૂન છે. દુનિયાની નવ અજાયબીઓમાં+ તાજમહેલની ગણના થાય છે. તાજમહેલ શિલ્પકળાનો

---

+ (૧) પીરામીડ, (૨) નાયેગરાના ધોધ, (૩) રોમનું કેથડ્રલ, (૪) મોસ્કોનો ઘંટ, (૫) ટેમ્સ નદીની તળેનું ભોંયરૂં, (૬) તાજમહેલ, (૭) કુતુબ મિનાર, (૮) કોહિનૂર, અને (૮) ચીનની દીવાલ.

બેશક ઉત્તમોત્તમ નમૂનો છે. એને માટે હિંદ ખરે જ મગરૂર થઇ શકે!

તાજમહેલ સિવાય શાહજહાંને પુષ્કળ ખર્ચ કરી નવું દિલ્હી વસાવી તેને શાહજહાનાબાદ નામ આપ્યું અને ત્યાં પોતાની રાજધાની કરી. ત્યાંનો બાદશાહી મહેલ બંધાવતાં ૬૦ લાખનું ખર્ચ થયું હતું. એ મહેલના સંબંધમાં શિલ્પશાસ્ત્રી ફર્ગ્યુસન સાહેબ લખે છે કે "શાહજહાનના મહેલ જેવો મહેલ સઘળી પૃથ્વીમાં ક્યાંય નથી."

આ સિવાય આગ્રાની જુમ્મા અને મોતી મસ્જીદ તથા દિલ્હીની જુમ્મા મસ્જીદ બાંધવામાં પણ શાહજહાને પુષ્કળ ખર્ચ કર્યો હતો. એ સર્વ મકાનો સુંદરતામાં એક એક કરતાં ચઢીઆતાં હોઇ જોવા લાયક છે. આ બાદશાહી બાંધકામો ઉપરાંત લોક કલ્યાણનાં પણ અનેક કામો શાહજહાને કર્યાં હતાં. કૂવા, તળાવ, સડક, પૂલ વગેરે બંધાવ્યા ઉપરાંત ખેતી કામને ઉપયોગી થઇ પડે એવી અનેક નહેરો પણ બધાવી હતી. એવી એક નહેર વાટે દિલ્હીના લોકોને પાણી પુરૂં પાડવાની પણ વ્યવસ્થા થઇ હતી.

શાહજહાનની કીર્તિ અને તે વખતના વૈભવના ચિહ્નરૂપ તેનું બીજું કામ મયૂરાસન હતું. એ જગપ્રસિદ્ધ સિંહાસન રત્નખચિત સાવ સોનાનું હોઇ ત્રણ ગજ લાંબુ, અઢી ગજ પહોળું અને પાંચ ગજ ઉંચુ હતું. એક લાખ તોલા સોનું અને રાજભંડારમાંનાં રત્નો ઉપરાંત બીજાં બે કોટિનાં રત્નો એમાં વપરાયાં હતાં. એ સિંહાસનને બાર ખુણા અને તેટલા જ રત્નખચિત સોનાના સ્તંભ હોઇ દરેક સ્તંભ પર બબ્બે કળાધર મોરની રચના કરવામાં આવેલી હતી. મોરપીંછને આબેહુબ મળતાં રંગબેરંગી મૂલ્યવાન રત્નોની ઉત્તમ કારીગરી ખરા જ મોરનો ભ્રમ પેદા કરતી. એ મોરોની

વચ્ચે પદ્મરાગ, હીરા, મરકત અને મોતીથી શોભાયમાન એકેક ઝાડની ગોઠવણ પણ કરવામા આવી હતી. સિંહાસને ચઢવાનાં ત્રણ પગથીઆં પણ મણિમુક્તા ખચિત સોનાનાં જ બનાવેલાં હતાં. સિંહાસનના બહારના ભાગ પર રત્નોનું સુંદર મીનાકારી કામ કરવામાં આવ્યું હતું, તથા અંદરનો ભાગ પદ્મરાગ જેવા મહામૂલ્યવાન રત્નોથી ઝાકઝમાળ કરવામાં આવ્યો હતો. સિંહાસનની બન્ને બાજુએ મોતીની ઝાલરવાળાં સુંદર છત્રો આવેલાં હતા, અને ઉપર છત્ર પર પણ અનેક પાણીદાર લીલમ માણેક ઝળકતા હતા. એ જગવિખ્યાત મયૂરાસનનું કામ સાત વર્ષ ચાલ્યું હતું અને તેની પાછળ સાડા છ કરોડ રૂપીઆનો ખર્ચ થયો હતો.

આ બાંધકામોમા આટલું આટલું નાણું ખર્ચાયા છતાં શાહજહાન પદભ્રષ્ટ થયો ત્યારે છ કરોડની રોકડ અને ચોવીસ કરોડનું ઝવેરાત ખજાનામા સીલક હતું ત્યારે તે વખતની જાહોજલાલી કેવી હશે! પાશ્ચાત્ય મુસાફરોએ એ અપાર વૈભવ અને લોકોની આબાદીના સુંદર વર્ણન કર્યા છે. હિંદની અત્યારની દરિદ્ર અવસ્થામાં ઉછરેલા આપણને એ વર્ણનો અતિશયોક્તિ ભરેલાં લાગવાનો સંભવ છે. પરતુ એ બાબતમા સંદેહ ધરવાનું કંઇ જ કારણ નથી. તે વખતની જાહોજલાલી ખરે એવી જ હતી! અનેક ઉજ્જડ થઇ ગએલાં નગરો અને મહેલના ખંડેરો, મસ્જીદો, સરાઇઓ, ધોરી રાજ્યમાર્ગો, જળાશયો, અને નહેરો મોગલોના એ અતુલ વૈભવની અત્યારે પણ શાખ પૂરે છે.

( અહા ! કયા એ તે વખતની અથાગ સમૃદ્ધિ અને ક્યાં આજની કંગાલિયત ! )

## *(૭૪) એક વણિક સ્ત્રીએ બાદશાહનો હુકમ કેવી રીતે ફેરવ્યો ?

મરણ પામતા અમીર ઉમરાવો તથા મોટા અધિકારીઓની મિલ્કત જપ્ત કરવાનો મોગલોનો રિવાજ હતો. અકબર બાદશાહે તેમ કરવાનું બંધ પાડયું હતું. પણ શાહજહાન કોઇ કોઇ વાર તેમ કરતો ખરો.

કહે છે કે એક વાર એક ધનાઢય હિંદુ વણિક, પાછળ મોટી મિલ્કત મૂકી મરણ પામ્યો. તેનો છોકરો અતિશય વિલાસી અને રખડેલ હતો. તેથી એવા અણસમજુ વિલાસી તરૂણના હાથમાં તે સઘળી મિલ્કત જતાં ટુંક મુદતમાં જ તેને વેડફી નાખશે એવી બીકથી એની માએ સઘળી મિલ્કત પોતાના કબજામાં રાખી. તે પર ખરાબ મિત્રોની ઉશ્કેરણીથી એણે પાદશાહ આગળ માની સામે ફરિયાદ કરી. એ સ્વર્ગવાસી વણિકને હસ્તક અનેક રાજકાજો થયાં હતાં, અને તે વાત શાહજહાન સારી પેઠે જાણતો હતો. તેથી પોતાની પાસે એ ફરિયાદ આવતાં જ બાદશાહે તે વણિકની વિધવાને દરબારમાં બોલાવી મંગાવી, અને તેના પતિની અર્ધી સંપત્તિ રાજ્યના ખજાનામાં આપી દેવાનો હુકમ કર્યો. તેના જવાબમા તે વણિક સ્ત્રીએ સવિનય જણાવ્યું કે "જહાંપનાહ! મારો ફરિયાદી પુત્ર તો જાણે તેના સ્વર્ગસ્થ પિતાની સંપત્તિનો દાવો કરી શકે, કારણ તે અમારો દીકરો છે અને તેથી અમારો વારસ છે. પણ ખુદાવિંદને હું નમ્રતાપૂર્વક પૂછું છું કે ખુદાવિંદનો મારા સદ્‌ગત સ્વામી સાથે શો સંબંધ છે કે જેથી ખુદાવિંદ તેની મિલ્કતનો અર્ધો ભાગ માગે છે?" તે સ્ત્રીના આ સરળ પ્રશ્નનો મર્મ સમજી જઇ બાદશાહ બહુ ખુશ થઇ ગયો અને મોટેથી હસી પડી તેની અર્ધી મિલ્કત જપ્ત કરવાનો હુકમ રદ કર્યો!

# ( ૭૫ ) શાહજહાનની રાજ્યવ્યવસ્થા

શાહજહાનના સમયમાં મોગલ સામ્રાજ્યના ૨૨ સુબા અથવા પ્રાંત હતા. તે બધાનું જમીન મહેસુલ શરૂઆતમાં ૨૨ કરોડ હોઇ આગળ જતાં ૩૬ કરોડ સુધી વધ્યું હતું. જમીનના બે પ્રકાર હતા, ખાલસા અને જાગીર. ખાલસા એટલે સરકારી જમીનનું મહેસુલ ખેડુતો તરફથી સરકારને મળતું, ત્યારે જાગીરની જમીન અમીર ઉમરાવો અને સરદારોને ઇનામ તરીકે કિંવા ફોજફાટાના ખર્ચ બદલ આપવામાં આવેલી હતી. અકબરશાહની જમાબંધીની પદ્ધતિ શાહજહાને દક્ષિણમાં પણ લાગુ કરી હતી.

શાહજહાનની કારકીર્દીનું વર્ણન કરતાં ટાવેર્નિયર નામનો પ્રસિદ્ધ મુસાફર લખી ગયો છે કે " શાહજહાન પોતાની પ્રજાને પુત્ર પ્રત્રીવત્ પાળતો. એની રાજ્યવ્યવસ્થા એવા ઉત્તમ પ્રકારની હતી કે દેશભરમાં સર્વત્ર ચોર લુંટારાનો ભય ટળ્યો હતો. તેમ અમલદારોના અત્યાચાર પણ બંધ પડયા હતા. પ્રજાનાં સુખ સમૃદ્ધિનો પાર નહોતો." દેશમાં અખંડ શાંતિ પથરાએલી હતી. બંડ બખેડાએ સદાયને માટે વિદાયગીરી લીધી હોય એમ લાગતું હતું.

ઓવન સાહેબના શબ્દોમાં કહીએ તો શાહજહાનના સમયમાં દેશમાં જે શાન્તિ, સુવ્યવસ્થા અને આબાદી હતી તેવી પૂર્વે કદી નહોતી. માડલિક રાજપુત રજાઓ પાદશાહના હુકમ પાળવાને એ વખતના જેટલા પહેલાં કદી તૈયાર નહોતા. દરબારી ઠાઠ, બાદશાહી સત્તા અને સંપત્તિમાં શાહજહાનની બરોબરી કરી શકે એવો કોઇ બાદશાહ થયો નથી. શાહજહાનના વખતમાં મોગલ બાદશાહીની કીર્તિ પૃથ્વીમાં જેવી ફેલાઇ હતી તેવી પૂર્વે કદી નહોતી ફેલાઇ. મોગલ વૈભવનાં વર્ણનો વાચી તથા નજરે નિહાળી પૃથ્વીની અન્ય પ્રજાઓ દંગ થઇ જતી. શાહજહાન જેવો વૈભવશાળી બાદશાહ ભાગ્યે જ કોઇ થયો હશે! મુલકી અને મહેસુલી બંદોબસ્ત કરી

રાજ્યના પ્રત્યેક ખાતાની વ્યવસ્થા કરી આપવામાં શાહજહાનની કુશળતા અકબર કરતાં પણ ચઢીઆતી હતી. રાજ્યના વિસ્તારના પ્રમાણમાં ફરિયાદોની સંખ્યા એટલી જુજ હતી કે અઠવાડીઆમાં માત્ર એક જ દિવસ ન્યાયના કામ માટે પુરતો હતો ! * એ ન્યાયના કામ માટે બુધવાર ઠરાવેલો હતો, અને તે દિવસે પણ બહુ બહુ તો વીસ ફરિયાદો આવતી. પ્રાંતે પ્રાંતે અદાલતો અને તેમના ઉપર 'અપીલ' કરવાની જોગવાઇ હોવાથી ખાસ બાદશાહ આગળ તો માત્ર તેના પોતાના કુટુંબના અને ધર્મ સંબંધી જ કજીઆ આવતા.

ખેડુતોને મદદ આપવાની તથા કોઠારોની વ્યવસ્થા પણ ચાલુ જ હતી. તેમજ વિદ્વાન ને ગુણીજનોને આશ્રય આપવાનો અકબરનો રિવાજ પણ ચાલુ હતો શાહજહાને જગન્નાથ પંડિત નામના સંસ્કૃત કવિને આશ્રય આપ્યો હતો, અને તેને કવિરાયની પદવી આપી હતી.

દેશની આબાદી અને શાંતિ સુરાજ્યવ્યવસ્થા વગર સંભવિત નથી. તેથી શાહજહાનના વખતની એ જાહોજલાલી અને અખંડ શાંતિ એની સુંદર રાજ્યવ્યવસ્થાને જ આભારી હતી, એમા શું શક ?

---

## ( ૭૬ ) શાહજહાનની કૌટુંબિક પીડા

શાહજહાન સર્વ વાતે સુખીઓ હતો, છતાં કુટુંબકલેશની પીડા એને ભારે હતી. એની પ્રિયતમ રાણી એના રાજ્યાભિષેક પછી થોડા જ વખતમાં પરલોકગમન કરી ગઇ હતી. તેથી એનું સંસારસુખ તો કથળ્યું જ હતું. તેમાં વળી એના પુત્રોના માંહોમાંહેના વેરે વધારો કર્યો હતો.

*સરખાવો હાલની કેસોથી ઉભરાતી કોર્ટો.

ઔરંગઝેબે તેની ઉંમરના પ્રમાણમાં તેજ, બુદ્ધિ અને અસાધારણ સાહસ પ્રગટ કરેલાં હોવાથી તે પાદશાહનો માનીતો થઇ પડયો હતો. શાહજહાન બીજા શાહજાદાઓની અવગણના તો નહોતો કરતો, તથાપિ મદ અને મિથ્યાભિમાનથી ભરેલા સુજાથી પાદશાહનો એ પક્ષપાત સાંખી શકાયો નહિ. તેથી એણે રાજ દરબારમાંથી દૂર રહેવાની માગણી કરી. તે મુજબ બાદશાહે તેને પાંચહજારની મનસબ આપી દક્ષિણની સુબાગીરી પર નીમ્યો, એટલે પોતાથી નાના સુજાને આવું રાજ્યસન્માન મળેલું જોઇ વડો શાહજાદો દારા રીસાયો. તેને શાંત પાડવા માટે બાદશાહે કહ્યું કે " દારા! બધા શાહજાદાઓમા તું જ મને વધારે વ્હાલો છે. અને તેથી જ હું તને મારી પાસેનો પાસે રાખું છું." છતા દારાના મનનું સમાધાન ન થવાથી બાદશાહે તેને છ હજારની મનસબ આપી. એટલું જ નહિ પણ ભાઇઓ ભાઇ વચ્ચેનો વિખવાદ મટાડવાના હેતુથી સર્વે શાહજાદાઓને રાજકાજનો ભાર સોપી એક એકથી દૂર મોકલી આપ્યા. સુજાને બંગાળામાં, ઔરંગઝેબને દક્ષિણમા અને મુરાદને ગૂજરાતમાં સુબાગીરી પર મોકલી, દારાને પોતાની પાસે રાખ્યો.

પરંતુ આ વ્યવસ્થાથી શાહજહાનની ધારેલી મુરાદ બર આવી નહિ. દરેક શાહજાદો પોતપોતાના પ્રાંતમાં ધનબળ એને મનુષ્યબળ જમાવી પિતાની પાછળ પાદશાહી મેળવવાની પેરવીમા પડયો. આના પરિણામે રાજ દરબારમા પણ અમીર ઉમરાવોના ચાર જુદા જુદા પક્ષ બંધાયા.

પછી ઇ. સ. ૧૬૫૭ માં શાહજહાન જયારે માંદો પડયો, ત્યારે તો દરેક જણે ખુલ્લી રીતે પાદશાહી તખ્ત હાથ કરવાનો પ્રયત્ન આદર્યો. બાદશાહની માંદગીમાં શાહજાદો દારા જ સર્વ બાદશાહી સત્તા ભોગવતો હતો. સુજાને તે પસંદ ન પડયાથી એકદમ મોટા લશ્કર સાથે તે બંગાળામાંથી દિલ્હી ભણી આવવા નીકળ્યો.

ઔરંગજેબે અને મુરાદે પણ તૈયારી કરી. દારાના લશ્કરે સુજાને હરાવી નસાડયો. આણી તરફ કપટી ઔરંગજેબે મુરાદને લખ્યું કે "મારે પોતાને તો રાજ્ય જોઇતું જ નથી. મારૂં મન વૈરાગ્ય અને ફકીરી તરફ છે, તે તો તું જાણે જ છે. પરંતુ સુજા દારૂડીઓ છે અને દારા વટલી ગયા જેવો હોઇ પવિત્ર કુરાનનું અપમાન કરે છે. તેથી એ બંને બાદશાહી ગાદી માટે નાલાયક છે. તું ચુસ્ત મુસલમાન છે અને રાજગાદીને સર્વ રીતે લાયક છે; એટલે મારો વિચાર તને મદદ કરવાનો છે. એટલા જ માટે મેં આ બધી તૈયારી કરી છે. માટે ભાઇ, તું મને જલદીથી ત્હારા લશ્કર સાથે આવીને મળ. હું તો તને અત્યારથી જ પાદશાહ તરીકે ગણું છું." ભોળો મુરાદ ઔરંગજેબની એ કપટ જાળમા ફસાયો. બંનેના એકત્ર સૈન્યે દારાને હરાવી નસાડ્યો. પાદશાહ જીવતો હોવાના સમાચાર રસ્તે મળ્યા છતાં તેઓ આગ્રે પહોંચ્યા, ને ત્યા વૃદ્ધ પિતાને કેદ કરી તેમણે સર્વ સત્તા પોતાના હાથમા લીધી. અત્યારલગી ઔરંગજેબ મુરાદને એક ખરેખરા બાદશાહ જેટલું જ માન આપતો હતો. પણ હવે એણે બાજી બદલી. દારાની પૂંઠ પકડતાં એક દહાડો રસ્તામાં મુરાદને ખૂબ દારૂ પાઇ ઔરંગજેબે એને ગાદી માટે નાલાયક જાહેર કર્યો, અને મુરાદનો રાજ્યાભિષેક જે દિવસે થવાનો હતો તે જ દિવસે ઔરંગજેબ પોતે રાજ્યસિંહાસન પર ચઢી બેઠો!

શાહજહાને ગાદીએ બેસતાં પોતાના ભાઇ ભત્રીજાનો નાશ કર્યો હતો ખરો, પરંતુ તેના દીકરા ઔરંગજેબે તો ભાઇ ભત્રીજાનો નાશ કરવા ઉપરાંત વૃદ્ધ પિતાને પણ જીવતાં જીવત કેદ કરી "બાપ કરતાં બેટા સવાયો" એ કહેવત જગતને સાચી કરી દેખાડી!

---

# *( ૭૭ ) શાહજહાનના છેલ્લા દિવસો

કેદી તરીકે આગ્રાના કિલ્લામાં શાહજહાન સાત વર્ષ જીવ્યો. એક સ્વતંત્રતા સિવાય બીજી બધી જાતની સગવડો એને પૂરી પાડવામાં આવતી હતી. માત્ર કિલ્લો છોડીને બહાર જવાય તેમ નહોતું. કિલ્લાની બહાર ઔરંગઝેબનો સખત જાપતો હતો. ઔરંગઝેબ એ દરમિયાન જોકે એકે વાર આગ્રે આવ્યો ન હતો, તોપણુ પિતા પુત્ર વચ્ચે પત્રવ્યવહાર ચાલતો હતો, અને કાગળોમાં ઔરંગઝેબ, તે વૃદ્ધ કમનસીબ બાદશાહ તરફ પિતાને ઘટતું સન્માન અને પ્રેમ બતાવતો હતો. રાજકાજની અટપટી બાબતોમાં તે પિતાની સલાહ પૂછતો અને શાહજહાન તે આપતો પણ ખરો. શાહજહાને એના સઘળા અપરાધો ક્ષમા કર્યા હતા અને આશિર્વાદ સાથે 'આલમગીર'નો ઇલ્કાબ પણ એણે પોતે જ એને આપ્યો હતો.

આમ હોવા છતાં પણ ભયંકર માંદગી પછી હકીમોની સલાહ મુજબ ઔરંગઝેબ જ્યારે કાશ્મીર હવાફેર માટે જવા નીકળ્યો, ત્યારે એના વ્હેમી અંતઃકરણમાં શાહજહાન સંબંધી જબરો ખટકો હતો. રખેને પોતાની ગેરહાજરીમાં કોઈ એને છોડવીને ફરીને ગાદીએ બેસાડી દે તો! વળી તેવામાં ઇરાનના શાહ અબ્બાસ તરફથી શાહજહાનને એકદમ છૂટો કરવાનો ધધડાવીને પત્ર આવ્યો. તે વખતે એના કઠોર હૃદયમાં પિતાનું કાસળ કાઢી નાખવાનો વિચાર સ્ફુર્યો, અને તે માટે શાહજહાનના હકીમ પર એણે વિષ પણ મોકલી આપ્યું. હકીમ બાદશાહી કુટુંબનો જુનો અને નિમકહલાલ નોકર હતો. તેના હાથે એ કામ થઇ શકે તેમ ન હોવાથી તે પોતે જ તે વિષ ખાઇને મરી ગયો. ઔરંગઝેબ કેવો વ્હેમીલો અને કઠોર હૃદયનો હતો તે આના પરથી જણાશે. આ બીના પછી ત્રણેક વર્ષે શાહજહાન સ્વાભાવિક

મૃત્યુથી ગુજરી ગયો, ઇ. સ. ૧૬૬૬. એટલે ઔરંગઝેબનો ભય ટળ્યો. એના શબને બાદશાહી દરજ્જાને શોભે તેવા ઠાઠથી તાજમહેલમાં દફનાવવામાં આવ્યું.

આગ્રાની નજરકેદમાં પણ શાહજહાનનો સર્વ ઠાઠ પહેલાંના જેવો જ હતો. મિષ્ટાન્ન, ગાવું, બજાવવું વગેરે તમામ ભોગ વિલાસ તેને મળ્યા કરતા. વખતે વિદ્વાન મુલ્લાંઓને ભેગા કરી તે ધર્મ ઉપર વાદવિવાદ પણ કરાવતો.

શાહજહાનના આ છેલ્લા દિવસોમાં એની પ્રિય કન્યા જહાનારા એનો મુખ્ય આધાર હતી. એ પિતૃભક્ત કન્યાએ રાજીખુશીથી બાપની સાથે પોતે બંદીવાસ સ્વીકાર્યો હતો. તેની પ્રેમભરી સેવાચાકરીથી શાહજહાનનું બંદીવાસનું દુઃખ અનેક અંશે ઓછું થયું હતું. એ બાઇની દરમ્યાનગીરીથી જ ઔરંગઝેબને તેના અપરાધોની પિતા તરફથી માફી મળી શકી હતી. શાહજહાનના મરણ પછી પંદર વરસ જીવી, ઇ. સ. ૧૬૮૧ માં તે મરણ પામી.

# *(૯૮) ઔરંગઝેબની નીડરતા

શાહજહાનને હાથીઓની કુસ્તી જોવાનો ઘણો શોખ હતો. એક વેળા ઇ. સ. ૧૬૩૩ ની એક સવારે 'સુધાકર' અને 'સુરત સુંદર' નામના બે મદોન્મત્ત હાથીઓની કુસ્તી ઠરાવી હતી. તે જોવાને માટે બાદશાહ, શાહજાદાઓ, તેમજ અમીર ઉમરાવો બેઠા હતા. તેવામાં હાથીઓ લડતા લડતા મહેલના ઝરૂખા તળે ભરાયા. તેથી બાદશાહ તેમજ શાહજાદાઓ ઘોડેસ્વાર થઇ ત્યાં જોવા ગયા. શાહજાદો ઔરંગઝેબ તો જોવાની લાયમાં હાથીઓની બહુ પાસે જઇ ચઢયો. થોડીક ઝપાઝપી પછી હાથીઓ પોતપોતાની સૂંઢની ચુડ છોડી એકમેકથી જરા પાછા હઠયા. સુધાકરનો પિત્તો ખરેખરો ઉછળી રહ્યો હતો. તેથી શત્રુને દૂર રહેલો જોઇ તે એકદમ પાસે ઉભેલા શાહજાદા પર રીસ કરી દોડયો. ઔરંગઝેબની ઉમર એ વખતે ચૌદ જ વર્ષની હતી. છતાં પણ તે દૃઢતાથી પોતાની જગોએ ઉભો રહ્યો, અને હાથી નજદીક આવતાં જ હાથમાંનો ભાલો તેના ગંડ-સ્થળમાં ઘોંચ્યો. આ બનાવથી જોવા આવેલી મંડળીમાં ખળભળાટ મચી રહ્યો. બુમાબુમ અને દોડાદોડ થઇ રહી. હાથીને ભડકાવી નસાડવા સારૂ હવાઇઓ છોડવામાં આવી, પણ હાથી તે કશાયને ગણકાર્યો નહિ. તે તો પોતાને થએલા ભાલાના જખમથી વધારે ખીજવાઇને શાહજાદા પર ફુંશાડા મારતો ધસ્યો. એટલું જ નહિ પણ સૂંઢના સપાટાથી શાહજાદાને ઘોડા સહિત ધરણીએ ઢોળી પાડયો. પણ ચાલાક ઔરંગઝેબ એકદમ ઉભો થઇ ગયો, અને તરવાર કાઢી સામો થયો. આ વિષમ યુદ્ધનું પરિણામ બુરૂં આવ્યું હોત, પણ એટ-લામાં શાહજાદો સુજા અને રાજા જયસિંહ ઔરંગઝેબની વ્હારે ધાઇ આવ્યા. શાહજહાને પોતાના અંગરક્ષકોને પણ બોલાવ્યા. પરંતુ એ બધા કરતાં ખરી વ્હાર તો સુરતસુંદરની થઇ. અહીં આવી ધમાલ મચી રહી હતી તે જ વખતે સુરતસુંદર ફરીને લઢવા માટે

ધસ્યો. હવે સુધાકરને લઢવાની હોંસ ન હતી તેથી, તેમજ હવાઇઓ અને જખમોથી તે ગભરાઇ ગએલો હોવાથી તે ઉભી પૂછડીએ પલાયન કરી ગયો. સુરતસુંદર પણ શત્રુની પૂઠે ધાયો, એટલે ભય ટળ્યો અને શાહજાદાઓ ઉગર્યા.

શાહજહાને ઔરંગજેબને છાતી સરખો ચાંપ્યો અને તેની હિંમતનાં વખાણ કરી તેને 'બહાદુર' નો ઇલ્કાબ અને કિંમતી ઇનામો આપ્યાં. પછી આવી રીતે જીવને જોખમમાં નાખવા માટે શાહજહાને મીઠો ઠપકો આપ્યો, ત્યારે ઔરંગજેબે કહ્યું કે, "કદાચ એ સાહસમાં હું માર્યો ગયો હોત, તો એમાં શરમાવા જેવું કોઇને ઓછું જ હતું! ભલભલા બાદશાહોને પણ એક વાર મરણને શરણ થવાનું છે; તો પછી એવી બહાદુરી કરતાં મરવું એમાં અપકીર્તિ જેવું શું છે? અપકીર્તિ તો પ્રાણ ભયથી પીઠ ફેરવી નાસી જવામાં છે.

---

## *(૯૯) ઔરંગજેબનું સાહસ

ઔરંગજેબ અને મુરાદનું એકત્ર લશ્કર રસ્તામાં જશવન્તસિંહને હરાવી આગ્રા તરફ ચાલ્યું, ત્યારે દારા મોટા લશ્કર સાથે તેમના સામે ગયો. ચંબલ નદીને કાંઠે સામગઢ* આગળ ઇ. સ. ૧૬૫૮ ના જુન માસમાં ઘોર યુદ્ધ થયું. તેમાં પ્રથમ દારાનો વિજય થયો. ઔરંગજેબનું તમામ લશ્કર છિન્નભિન્ન થઇ પલાયન કરી ગયું. માત્ર એક હજાર અંગરક્ષકો જ તેની બાજુએ ખડા રહ્યા હતા. એવા દારૂણ સંકટસમયમાં પણ ઔરંગજેબની સ્થિર બુદ્ધિ અને તેનું અસીમ સાહસ તેને છોડી ગયાં નહિ. પોતાનો પરાજય ચોકખો નજરે જોયા છતાં તે પર્વતની માફક અડગ ઉભો રહ્યો, અને પાસેના

*.આ લઢાઇ પછી ઔરંગજેબે એનું નામ "ફત્તેબાદ" પાડયું.

સૈનિકોને સંબોધી તે બોલ્યો કે " ભાઇઓ, નિરાશ ન થાઓ, ખુદા છે. પલાયન કરવાથી શું લ્હાણુ કાઢશો ? આપણું રહેઠાણુ ' દખ્ખણુ ' તો અહીંથી ઘણે દૂર છે, તે કેમ ભલો છો ? ખુદાને સંભારી યુદ્ધ કરો. ' હિંમતે મરદા તો મદદે ખુદા ' એ કદી ન ભૂલો. " એમ કહી તેણે પોતાના હાથીને નાસતો અટકાવવા તેને પગે સાંકળો નાંખવાનો હુકમ આપ્યો. તે જોઇ સૈનિકોને શૂર છુટ્યું, અને તેઓ મરણીઆ થઇને શત્રુઓનો સંહાર કરવા લાગ્યા. નાસતું લશ્કર પણ થંભ્યું અને ફરીથી જોસથી લડાઇ ચાલી. શત્રુની પૂઠે પડવા જતાં દારાના લશ્કરની વ્યવસ્થા બગડેલી હોવાથી આ વાર ઔરંગજેબના જબ્બર મારા આગળ તેનાથી ટકી શકાયું નહિ. મુરાદે પણ પુષ્કળ પરાક્રમ કરવા માંડયું. દારાના લશ્કરમાં ભંગાણુ પડયું અને એ પોતે મહા મુશીબતે રણમાંથી નાસી છુટ્યો.

એ રીતે ઔરંગજેબના અથાક સાહસથી જ દારાની જીતની બાજી પલટાઇ ગઇ અને ઔરંગજેબનો ભવિષ્યનો માર્ગ મોકળો થયો.

---

## *( ૮૦ ) સુજા જીતની બાજી કેમ હાર્યો ?

દારાના લશ્કરથી હાર પામી સુજા બંગાળામાં નાસી ગયો. ત્યાં આગળ ફરી લશ્કર જમાવી જબરી તૈયારી સાથે તે બીજી વાર આગ્રા નજદીક આવી પહોંચ્યો. આ વખતે દારાની દુર્દશા થએલી હોઇ ઔરંગજેબ અને મુરાદ તેની પૂંઠે પડયા હતા. તેમને સુજાની આ સ્વારીની ખબર પડતાં જ તાબડતોબ તેઓ આગ્રે આવી પહોંચ્યા, અને સુજા સાથે યુદ્ધ આરંભ્યું. ઘોર સંગ્રામ થયો, તેમાં વિજયલક્ષ્મી સુજાને પ્રસન્ન થતી જણાઇ. પોતાનો પરાજય હાથવેંત જોઇ ઔરંગજેબે કપટ કળાનો આશ્રય લીધો. સુજાના જમણા હાથ રૂપ

અલીવર્દીખાં નામના તેના એક સેનાપતિને ઔરંગજેબે યુક્તિથી ફોડયો અને સુજાને હાથી ઉપરથી નીચે ઉતારી ઘોડે બેસાડવાનો પેચ રચ્યો. જીતની અણીને વખતે અલીવર્દીખાંએ સુજાને તેવી સલાહ આપી, અને સમજાવ્યું કે "તેમ કરવાથી આપણા લશ્કરને વધારે શૂર ચઢશે." ભોળા અને વિશ્વાસુ સુજાએ તેના પર ભરોંસો રાખી તે પ્રમાણે કર્યું. ઔરંગજેબને એ વાતની ખબર પડતાંજ તેણે પોતાના લશ્કરમાં જીતનાં વાજાં વગડાવ્યાં. લશ્કર એકાએક શત્રુનો જયનાદ સાંભળી આભું બની ગયું, અને સુજાના હાથી તરફ નજર કરી તો અબાડીમા સુજા દેખાયો નહિ. એટલે સરદારને માટેજ લઢનારૂં લશ્કર સમજ્યું કે પોતાનો સરદાર મરાયો છે અને શત્રુઓની જીત થઇ છે. તેથી સુજાના સૈનિકો જેને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા. સુજાની જીતની બાજી હાથથી ગઇ, અને મહા મુશીબતે તે પ્રાણ લઇ નાઠો.

એ રીતે ઔરંગજેબના કપટ અને તેના પોતાના સેનાપતિના વિશ્વાસઘાતથી સુજા હાર્યો તો હાર્યો, પણ સાથે લાગો એવો પાયમાલ થઇ ગયો કે ફરીને તે માથું ઉંચકી શકયો નહિ. અંતે આરાકાનના ડુંગરામાં રખડી રઝળી ભુંડે હાલે તે મુઓ.

---

# *( ૮૧ ) ભોગ વિલાસ પ્રત્યે ઔરંગઝેબનો અણગમો

સામાન્ય રીતે સઘળાજ મોગલ બાદશાહો વિલાસવૃત્તિના હોઇ ઠાઠમાઠના ચહાનારા હતા. મોગલાની એ વિલાસવૃત્તિ વધતા વધતાં શાહજહાનના વખતમાં તો ખૂબ જ વધી ગઇ હતી. બાદશાહોનું જોઇ અમીર ઉમરાવો પણ અત્યંત ભોગવિલાસી બની ગયા હતા. બાબરશાહની સાથે આવેલા મોગલ વીરો અત્યંત કષ્ટસહિષ્ણુ અને પરાક્રમશાળી હતા. પરંતુ ઔરંગઝેબ ગાદીએ આવ્યો ત્યારે મોગલોનો દરબાર એવા કષ્ટસહિષ્ણુ અમીર ઉમરાવોને બદલે વ્યસની અને વિલાસી દરબારીઓથી ઉભરાતો હતો. બાબરના વખતમાં લશ્કરના માર્ગમાં જે નદીનાળાં આવતાં તો તે તરીને પાર જવાનો રિવાજ હતો. પણ શાહજહાનના ઉમરાવો તો મોઘા મુલની મખમલના પોશાક પહેરતા થયા હતા એટલુંજ નહિ, પણ રણક્ષેત્રમાં પણ ભોગવિલાસની સઘળી સામગ્રી સાથે રાખતાં શીખ્યા હતા. તંબુઓ વગર તો તેમને ચાલતું જ નહિ !

ઔરંગઝેબે ગાદીએ આવતાંજ એ વિલાસવૃત્તિ પર અંકુશ મુકવા માડયો. એણે દરબારમાં થતા નાચરંગ, ગાયન વાદન, તથા વિદ્વાનોના વાદવિવાદ બંધ પાડયા. સંગીત અને નાચરંગને ઇસ્લામ ધર્મની વિરૂદ્ધ ગણી તેમની સામે તો ખાસ કડક ફરમાન કાઢયાં. આથી કરીને આગલા બાદશાહોના વખતમાં ધમધોકાર ચાલતો ગાયક અને ગણિકાઓનો ધંધો એકદમ પડી ભાગ્યો. બાદશાહના આ ફરમાન સામે પોતાનો અસંતોષ જાહેર કરવા આ લોકોએ જે રસ્તો લીધો તે અજબ હતો !

એક દિવસ સવારમાં નિત્ય નિયમ પ્રમાણે બાદશાહ ઝરૂખામાં બેઠો હતો. તે વારે કેટલાક લોકો એક નનામીને ધામધુમ સાથે સ્મશાનમાં લઇ જતાં જણાયા. એવડી બધી ધામધુમને લાયક કોણ ગુજરી ગયું હતું તેની તપાસ કરવા બાદશાહે એક નોકરને મોકલ્યો.

નોકરે આવીને નિવેદન કર્યું કે "જહાંપનાહ! એ લોકો કહે છે કે 'પાદશાહને હાથે સંગીતનું મૃત્યુ થયું છે અને તેથી અમે સંગીતના ભક્તા તેને કબરસ્થાનમાં દફનાવવા લઇ જઇએ છીએ.'" એ પર ઔરંગજેબ બોલ્યો "ઠીક, એમજ થવું જોઇએ. પણ એ લોકને જઇને કહો કે એને ભૂમિમાં છેક ઉંડે દાટજો, કે જેથી કબરમાંથીએ કોઇ સૂર અમારા સાભળવામાં ન આવે."

આ ઉપરથી જણાશે કે ઔરંગજેબ ભોગવિલાસની કેવો વિરુદ્ધ હતો! એની આવી અરસિકતા અને કડક ફરમાનોથી ઉમરાવ વર્ગમાં તે અળખામણો થયો. આ બાબતમા એને સંપૂર્ણ ફત્તેહ તો ન મળી, તથાપિ એના પ્રયત્નથી વિલાસવૃત્તિ ઘણે અંશે કમી થવા પામી.

---

## *(૮૨) ઔરંગજેબ અને શિક્ષક

નાનપણમાં ઔરંગજેબના શિક્ષણની જોઇએ તેવી વ્યવસ્થા થઇ નહોતી. શાહજહાનની સારી ચાલ માટેની જામીનગીરી તરીકે છેક બચપણમાંજ એને માતપિતાથી વિખૂટા પડી જહાંગીર બાદશાહ પાસે રહેવાનું થયું હતું. ત્યાં એનું બચપણ ઘણે ભાગે નૂરજહાનની અદેખાઇ અને દ્વેષમા પસાર થયું હતું. એ પછી એની નવ વર્ષની ઉમ્મરે જ્યારે જહાંગીર મરણ પામ્યો અને શાહજહાન બાદશાહ થયો, ત્યારે મોલા શાલે નામના એક શખ્સને ઔરંગજેબના શિક્ષાગુરુ તરીકે નામવામાં આવ્યો. આ મૌલાજીમાં બાળકોનાં ચિત્ત અને ચારિત્રને યોગ્ય શિક્ષણ દ્વારા ખીલવવાની શક્તિ નહોતી. તેણે કેટલાંક વર્ષ સુધી ઔરંગજેબને અરબી ભાષાનું વ્યાકરણ, નિરર્થક શબ્દજ્ઞાન તથા નીરસ દર્શન શાસ્ત્ર ગોખાવી ગોખાવી તેની સ્મરણ શક્તિને થકવી નાખી. રાજાને ઉપયોગી થઇ પડે એવું રાજકાજનું

કંઇજ શિક્ષણ મૌલાજીએ તેને આપ્યું નહોતું. અર્થાત્ કે બચપણમાં, કિશોરાવસ્થામાં કે કોઇ પણ વખતે તેને સારૂં શિક્ષણ મળી શકયું નહોતું.

ઔરંગજેબ પાદશાહ થયા પછી, એકવાર તેના આગલા શિક્ષાગુરુ શાલે મૌલા ઇનામની આશાએ તેની પાસે આવ્યા. પાદશાહ પોતાનો શિષ્ય હોવાથી તેને મોટા ઇનામ સાથે માન અકરામની આશા હતી. પણ તેનું શિક્ષણ સંપૂર્ણ રીતે નિષ્ફળ નીવડયું હતું, એ વાત ઔરંગજેબ પોતે સારી રીતે સમજતો હતો. તેથી તેણે મૌલાજીને એકાન્તમાં બોલાવીને કહ્યું કે "હે મૌલાજી! તમે શેનું ઇનામ ઇચ્છો છો? તમે મને શું ભણાવ્યું છે? રાજકાજમાં બિલકુલ નિરુપયોગી એવું વ્યાકરણ અને શુષ્ક તત્ત્વજ્ઞાન ગોખાવી ગોખાવી મારો ડુચો કાઢી નાંખ્યો. નથી તો તમે મને પૃથ્વીની જુદી જુદી પ્રજાઓ વિષે કંઈ કહ્યું, કે નથી તેમની રાજ્યવ્યવસ્થા, લશ્કરી સામર્થ્ય, સામાજિક આચાર વિચાર કે ધર્મનીતિ સંબંધી કંઇ શિખવાડયું. મોટાં મોટાં સામ્રાજ્યોનાં ઉદય અસ્તનાં કારણ કિંવા માનવ જાતનાં સુખ દુઃખના રહસ્ય વિષે પણ તમે મને કંઇજ કહ્યું નથી. રાજા પ્રજાનો સંબંધ કેવો હોવો જોઇએ, અને તે સંબંધ કેટલો પવિત્ર છે તે જેથી સમજી શકાય તેવું કોઇજ જાતનું શિક્ષણ તમે મને આપ્યું નથી. બોલો જોઇએ, તમે મારા આગળ ઉંચા આદર્શ મેલ્યા હતા, કિંવા મોટાઇ, તથા પ્રીતિ નીતિના જુદા જુદા રંગો તમે મને બતાવ્યા હતા? તો પછી તમે શેનું ઇનામ ઇચ્છો છો? માટે મૌલાજી! આવ્યા છો તેમ છાના માના તમારે ગામ ચાલ્યા જાઓ. તમે કોણ છો, અને શું બન્યું છે તે વિષે આજ પછી કોઇને કંઇ પણ કહેતા નહિ."

મૌલાજી બિચારા નિરાશ થઇ નીચી મુંડીએ ચાલ્યા ગયા.

---

# (૮૩) ઔરંગઝેબનું ધર્માંધપણું

મોગલ બાદશાહોમાં ઔરંગઝેબ જેવો ધર્માંધ બાદશાહ બીજો કોઇજ થયો નથી. ગાદીએ બેસતાંજ એણે શિયાપંથી મુસલમાન તેમજ હિંદુઓ પ્રત્યે ખુલ્લી રીતે દ્વેષ દેખાડવો શરૂ કર્યો. આમ કરવામાં તેનો રાજકીય હેતુ હતો. તે એ કે રાજ્યગાદી મેળવવા કાજે એણે જે અનેક દુષ્કૃત્યો કર્યાં હતાં–ભાઇ ભત્રીજાઓનો નાશ કરવા ઉપરાંત પોતાને જન્મ આપનાર વૃદ્ધ પિતાને પદભ્રષ્ટ કરી કેદમાં પૂર્યા હતા (શાહજહાન ઘણો લોકપ્રિય હતો)–તેથી સઘળી પ્રજા ઔરંગઝેબ પ્રત્યે નારાજ થઇ હતી. પ્રતિષ્ઠિત મુસલમાન સમાજની પણ તેના તરફ ઇતરાજી હતી. મુસલમાન સમાજની પ્રીતિ અને વિશ્વાસ મેળવવાની એને ખાસ જરૂર હતી. અને તે કામ ઇસ્લામ ધર્મના ચુસ્ત હિમાયતી અને ખેરખ્વાહ બનવાથી સહેલાઇથી સિદ્ધ થાય તેમ હતું. હિંદુસ્થાનના મુસલમાનોનો મોટો ભાગ સુન્ની હતો; ઔરંગઝેબ પોતે પણ સુન્ની હતો. આ લોકો હિંદુઓ તેમજ શિયાપંથી મુસલમાનોને એક સરખાજ ધિક્કારતા હતા. તેથી આ સુન્ની લોકોને રાજી કરી પોતાના પક્ષમાં મેળવી લેવાની ખાતર ગાદીએ બેસતાંજ એણે તેમના પર અત્યાચાર કરવા શરૂ કર્યા. ઔરંગઝેબનો સ્વભાવ મૂળથી એવો છેક ધર્માંધ નહોતો. પાદશાહ થયા પછી વારંવાર એવાં કૃત્યો કરવા એણે જારી રાખ્યાથી છેવટના ભાગમાં ધર્માંધપણું એને સ્વાભાવિક થઇ પડયું હતું.

મોગલ સામ્રાજ્યના મુસલમાન અધિકારીઓ પૈકી ઘણાખરા શિયાપંથી હતા. ઔરંગઝેબે તેમને હિંદુઓની માફકજ ધિક્કારવા માંડયાથી તેઓ પહેલાંના જેવા મોગલ સામ્રાજ્યના ખરા હિતેચ્છુ રહ્યા નહિ. ઔરંગઝેબના પ્રબળ પ્રતાપ અને ધાકને લીધે તેઓ વિશેષ તો કંઇ કરી શકયા નહિ, પરંતુ તેમના એવી રીતના અસંતોષનું ફળ ઔરંગઝેબ પછીના બાદશાહોને ભોગવવું પડયું.

હિંદુઓ પ્રત્યે તો તેનો દ્વેષ પારાવાર હતો. અકબરશાહે ડહાપણપૂર્વક ચાલુ કરેલી રાજ્યનીતિનો તેણે સદંતર ત્યાગ કર્યો. રાજ્યના સર્વ નાના મોટા હોદ્દાઓ પરથી હિંદુઓને કમી કર્યા. તેમની જગાએ ગમે તેવા અભણ મુસલમાનો નીમાયા. તેમના અત્યાચારથી હિંદુ સમાજમાં હાહાકાર વર્તી રહ્યો. મુસલમાનોને વેરામાથી મુક્ત કરી હિંદુ મુસલમાન વચ્ચેનો કોમી ભેદ જે અકબરના વખતથી શિથિલ થયો હતો તે ઓરંગજેબે તીવ્ર બનાવ્યો. વળી હિંદુઓને ખાસ અપમાનકારક જે 'જજીયા કર' તે ફરી ચાલુ કરીને તો તેણે હિંદુ પ્રજાને છેકજ ઉશ્કેરી મેલી. મુસલમાનોના સઘળા અત્યાચારોમાં જજીયાને હિંદુઓ સૌ કરતા વધારે તીવ્ર અને અસહ્ય માને છે.

એ નિંદ્ય વેરાને કાઢી નાખવા સારૂ મોટા મોટા પ્રતિષ્ઠિત હિંદુ અગ્રેસરોએ એને બહુ બહુ વીનવ્યો. પણ ઔરંગજેબ એકનો બે થયો નહિ. એકવાર તો બાદશાહ જ્યારે હાથી ઉપર બેસી મસ્જીદમાં નમાજ માટે જતો હતો, ત્યારે રાજધાનીના પચાશ હજાર હિંદુઓએ બાદશાહને માર્ગમા આંતરી અતિ દીન ભાવે તે કર કાઢી નાખવા કાકલુદી કરી. પ્રજાની એ નમ્ર અરજ એણે કાને ધરી નહિ એટલુંજ નહિ. પણ દીન પ્રજાજનોના ટોળા પર હાથીઓ ચલાવરાવી પોતાનો માર્ગ સાફ કરાવ્યો! અસંખ્ય હિંદુઓ આ અત્યાચારથી કચડાઇ મુઆ. આ સિવાય અનેક દેવ દેવાલયોનો પણ એણે નાશ કરાવ્યો. કાશીનું પ્રખ્યાત વિશ્વેશ્વર મહાદેવનું દેવાલય તોડી તે ઠેકાણે તેણે મસ્જીદ બંધાવી. વળી હિંદુઓને પાલખીમાં તથા અરબી ઘોડા પર બેસવાની પણ એણે મના કરી.

આ બધાંનું પરિણામ એ થયું કે મોગલ બાદશાહી માટેની હિંદુઓની ભક્તિ નાબુદ થઇ. મોગલાઇના આધારસ્તંભ રજપુતો ખીજવાયા, મરાઠા જોર પર આવ્યા, તથા શીખો અને સત્યનામી

ધાર્મિક સંપ્રદાયના લોકોએ હથિયાર ધારણ કર્યાં. ટુંકાણમાં કહીએ તો હિંદુ માત્ર ધર્મની ખાતર પ્રાણ પાથરવા તત્પર બન્યા. કહે છે કે એકવાર તો એક ઘરડી ડોસીની સરદારી તળે અસંખ્ય હિંદુઓ શસ્ત્રાસ્ત્ર સજી આગ્રેથી દીલ્લી પર હલ્લા લઇ ગયા હતા. તેમને જેર કરવા ઔરંગજેબને પોતાને મેદાનમાં ઉતરવું પડ્યું હતું. ઔરંગજેબ પોતે અત્યંત કુશળ અને બહુ પરાક્રમી હોવાથી એ બધાને વશ કરી શક્યો. તથાપિ તેના આ ધર્માંધપણાથી આખા હિંદુ સમાજમાં જે ક્રોધાનલ પ્રગટ્યો, તેના પરિણામે એના પછી થોડાજ વખતમા મોગલ બાદશાહી ભસ્મીભૂત થઇ ગઇ.

---

## (૮૪) ઔરંગજેબની સંકડામણ અને રાજસિંહની ઉદારતા

ઔરંગજેબના ધાર્મિક અત્યાચારોથી રજપુતો છંછેડાઇ તો રહ્યાજ હતા. તેવામાં વળી મારવાડના રાજા જશવંતસિંહના મરણનો લાભ લઇને તેના કુટુંબને કેદ પકડવાનો તેણે પ્રયત્ન કર્યો. એનો વિચાર જશવંતસિંહની રાણી તથા કુંવરને કેદ કરી મારવાડનું રાજ્ય ખાલસા કરવાનો હતો. પરંતુ દુર્ગાદાસ × નામના વીર રાઠોડ સરદારની બાહોશી અને પરાક્રમથી તેની એ ધારણા બર આવી નહિ. દુર્ગાદાસની હોશિયારીથી રાણી તથા કુંવર બાદશાહી ફોજની આંખમાં ધૂળ નાખી સહીસલામત રજપુતાનામા પહોંચી ગયાં. રાઠોડોએ ખુલ્લી રીતે બાદશાહની સામે હથિયાર ભીડયાં અને મહારાણા રાજસિંહે તેમને ટેકો આપ્યો. રાજસિંહે જજીયા વેરો

× એ સંબંધી વિશેષ માહિતી માટે 'વીર દુર્ગાદાસ' તથા 'ઔરંગજેબ અને રજપુતો' એ નામના પુસ્તક વાંચવાં.

આપવાની ચોખ્ખી ના પાડી ને બાદશાહ પર શિખામણનો એક પત્ર પણ લખ્યો. આથી ઔરંગઝેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ. આખા રાજસ્થાનને જડમૂળથી ઉખેડી નાખવાનો તેણે સંકલ્પ કર્યો, અને તેટલા માટે કાબુલ, દખ્ખણ તથા બંગાળેથી શાહજાદાઓને લશ્કર સાથે બોલાવ્યા. પણ ઔરંગઝેબ રજપુતો સામે એટલો બધો ઉકળી રહ્યો હતો કે શાહજાદાઓના આવી પહોંચવાની વાટ જોયા વગર તે પંડે મોટી ફોજ સાથે મેવાડ પર તાબડતોબ ચઢી ગયો. રાજસિંહે પણ હિંદુ રાજાઓને સ્વદેશ અને સ્વધર્મના રક્ષણ માટે પોતાના વાવટા તળે તેડાવ્યા હતા.

મહારાણા રાજસિંહ અત્યંત રણકુશળ હતા. મોગલો રાજસ્થાનમાં પેઠા કે તરતજ તેમણે સપાટ મૂલક છોડી દઇને વિકટ પહાડી પ્રદેશનો આશ્રય લીધો. શત્રુની શોધમાં મોગલ સૈન્ય બહુ પ્રયત્નપૂર્વક આગળ વધવા લાગ્યું. પરંતુ તેમને રાજસ્થાનના વિકટ પહાડી માર્ગો અને નેળોની બરાબર માહિતી નહોતી. એક દિવસ ખરો રસ્તો ભૂલીને પાદશાહ પોતાના સમગ્ર લશ્કર સાથે એક સાકડી નેળમાં આવી ચઢયો. રજપુનો આવી કોઇ તકની વાટજ જોતા હતા. શત્રુઓને નેળમાં બરાબર સપડાયલા જોઇ રજપુત યોદ્ધાઓએ તે નેળનું મોઢું મોટાં મોટાં ઝાડ અને શિલાઓથી તત્કાળ બંધ કરી દીધું. થઇ રહ્યું. મોગલો ખરેખરા સપડાયા. નેળમાથી બહાર નીકળવાનો બીજો કોઇજ રસ્તો હતો નહિ. બંધ કરેલું મોઢું ઉઘાડવાનો મોગલોનો સઘળો પ્રયત્ન રજપુત વીરોની કુશળતા આગળ વ્યર્થ નીવડયો. પહાડની ટોચો પરથી આવતા રજપુત અને ભીલ યોદ્ધાઓના તીર અને શિલાઓના મારાથી મોગલ સૈન્યમાં ત્રાહ્ય ત્રાહ્ય થઇ ગઇ. એવી સ્થિતિમાં ખાવા પીવાનું પણ ક્યાંથી મળે ? પૂરા બે દિવસ લગી એવી ખરાબ હાલતમાં ઔરંગઝેબને લશ્કર સાથે ભૂખે ને તરસે ગોંધાઇ રહેવું પડયું. રાજસિંહે ધાર્યું હોત, તો ઔરંગઝેબનો તેના લશ્કર સમેત એવીજ

દશામાં નાશ થવા દીધો હોત. પણ નહિ, રાજસિંહ ખરો ક્ષત્રિય હતો. ખરા ક્ષત્રિય વીરો શત્રુની સંકડામણનો લાભ લેવાનું કદી સમજ્યાજ નથી. રાજસિંહે ક્ષત્રિવટને સંભારી તથા દયાથી પીગળીને નેળના મોં આગળથી રજપુત યોદ્ધાઓને ખસેડી લીધા. એટલે મોગલો નેળનું મુખ ખુલ્લું કરીને બહાર નીકળવા પામ્યા. ઔરંગજેબની આ આફતમાં ઉદેપુરી નામની તેની એક બેગમ પણ રાજસિંહના હાથમાં સપડાઇ હતી. એ બેગમ ખ્રિસ્તિ ધર્મ પાળતી હતી, છતાં તેની ખુબસુરતીને લીધે ઔરંગજેબની તે ઘણી માનીતી હતી. ઔરંગજેબ નેળમાંથી સહીસલામત બહાર નિસર્યો કે તરતજ રાજસિંહે તે બેગમને માનભેર તેની કને મોકલી આપી. ધન્ય છે! રજપુત વીરો, તમારી ઉદારતાને! આવી ઉદારતાના દાખલા રજપુતો સિવાય બીજી કઇ પ્રજાના ઇતિહાસમા મળે તેમ છે?

પરંતુ મહારાણા રાજસિંહની આ ઉદારતાને ઔરંગજેબે નબળાઇનું ચિહ્ન લેખી તથા પોતાથી રાણો ડરે છે એમ માની નેળમાંથી છુટકો થતાંજ તેણે ફરીને યુદ્ધ આરંભ્યું. તેમાંયે પાછો તે પૂર્વવત સપડાયો અને રજપુતોની ઉદારતાથી બચવા પામ્યો. એ પછી લડાઇનો ભાર શાહજાદાઓને માથે નાંખી તે રાજસ્થાન છોડી ગયો. રજપુત સિંહોને વશ કરવા મોગલોએ પુષ્કળ પ્રયત્ન કર્યા, છતાં કેમે કર્યા તેઓ તાબે ન જ થયા. આખરે કંટાળીને ઔરંગજેબને રાજસિંહ જોડે તેને મનગમતી સંધિ કરવી પડી.

---

# *(૮૫) શાહજાદા અકબરનો બળવો અને ઔરંગજેબની યુક્તિ

રાજસિંહ સાથે સંધિ થયા પછી પણ રાઠોડોનો ઝઘડો તો ચાલુ જ હતો. વીર રાઠોડ સરદાર દુર્ગાદાસ કુમાર અજિતસિંહ સહિત એના હક માટે હજીયે લડતો હતો. એને ફોડવાની મોગલોની તમામ યુક્તિઓ બરબાદ ગઈ. રાજસ્થાન છોડયા પછી ઔરંગજેબે રજપુતો સામેના યુદ્ધનો તમામ ભાર શાહજાદા આઝીમ અને અકબરને શિર નાંખ્યો હતો. શાહજાદો અકબર ચચળ વૃત્તિનો એક ઉત્સાહી તરુણ હતો. એની મહત્વાકાક્ષાને જાગ્રત કરી દુર્ગાદાસે એને પોતાના પક્ષમા લેવાનો પ્રયત્ન આદર્યો. મોગલોની લાલચથી દુર્ગાદાસ તો ન ડગ્યો, પણ આ તરુણ શાહજાદો રાજ્યલોભથી ચળ્યો. દુર્ગાદાસે તેને પોતાના રજપુત વીરોની મદદથી મયુરાસન મેળવી આપવાનું કબુલ્યું, એટલે શાહજાદો પોતાની સીત્તેર હજાર ફોજ સાથે રજપુતોને જઇ મળ્યો. શાહજાદા આઝીમને આ કાવતરાની અગાઉથી કંઇક ગંધ આવી હતી. અને બાદશાહને તે સંબંધમા તેણે ચેતવ્યો પણ હતો. પરંતુ અકબર પરના તેના ગાઢ પ્રેમને લીધે તેણે એમજ માની લીધું હતું કે આઝીમ અદેખાઇનો માર્યો એમ કહે છે. અને તેથી એ વાતની એણે બિલકુલ ઉપેક્ષા કરી હતી. પણ જ્યારે શાહજાદા અકબરે ખુલ્લી રીતે ઔરંગજેબને પદભ્રષ્ટ કરી પોતાને બાદશાહ તરીકે જાહેર કર્યો અને રજપુતોની મદદ લઇ અજમેર તરફ કૂચ શરુ કરી, ત્યારે તેની આંખો ઉઘડી. ઔરંગજેબની પાસે એ વખત થોડુંક અંગરક્ષક સૈન્ય માત્ર હતું. શાહજહાનની સ્થિતિનો ખ્યાલ આવતાં તે ખૂબ ગભરાયો. રાજ્ય લોભી શાહજાદો તેના પ્રયત્નમાં ફાવી જાય તો પોતાની શી વલે થાય તેના વિચારથી તે વ્યાકુળ બન્યો. બચાવ પુરતું પોતાની પાસે લશ્કર નહોતું, કે આસપાસથી કોઇની મદદ તત્કાળ મળી શકે તેમ નહોતી.

તથાપિ તેની બુદ્ધિ બ્હેર મારી ગઇ નહિ. તુરતજ તેણે એક યુક્તિ કામે લગાડી. શાહજાદો અકબર થોડીક મજલ પર આળસમાં વખત ગુમાવતો હતો, તે સમયનો લાભ લઇ ઔરંગજેબે એક બનાવટી કાગળ અકબરના શિરનામે લખ્યો. તેમાં એવું લખ્યું હતું કે " શાબાશ, તારી કાર્યકુશળતાથી હું બહુ ખુશ થયો છું. રજપુતોને ફસાવી તું આટલે સુધી લઇ આવ્યો છું તે ઘણું ઉત્તમ કર્યું છે. હવે આપણે તેમનો સમૂળગો નાશ કરવામાં ફાવીશું." આ પત્ર તૈયાર કરીને એવી યુક્તિથી મોકલ્યો કે તે રજપુતોના સરદારના હાથમાં જાય. તે વાચતાંજ રજપુતો દગાની શંકાથી રાતોરાત અકબરને છોડી પોતાને સ્થાનક ચાલ્યા ગયા. અકબરને મળેલા મોગલ સરદારો પણ એકે એકે ઔરંગજેબને જઇ મળ્યા.

એ રીતે ઔરંગજેબની કુશળતાથી અકબરની બાજી હાથથી ગઇ, અને તેને માત્ર થોડાક સેવકો સાથે દુર્ગાદાસને આશરે નાસી જવું પડયું. દુર્ગાદાસ તેને સાહસપૂર્વક દક્ષિણમા મરાઠા રાજા સંભાજી પાસે મૂકી આવ્યો. ત્યાં થોડાક વર્ષ મરાઠાઓની મદદની આશામાં ગાળ્યા પછી તે નિરાશ થઇ ઇરાન ગયો, અને ત્યાંજ તેની જીંદગી પૂરી થઇ.

---

# *( ૮૬ ) શિવાજીની કેદ અને પલાયન

ઔરંગઝેબ બાદશાહી સિંહાસન ઉપર સ્થિર થતાંજ જોઈ શક્યો કે દખ્ખણમાં શિવાજી ધીરે ધીરે બળવાન થતો જાય છે. મોગલોના પ્રતાપી અમલમાં અને તે પણ જ્યારે ઔરંગઝેબ હિંદુસ્તાનનાં રહ્યાં સહ્યાં સ્વતંત્ર રાજ્યોને ખાલસા કરી મોગલાઈ સાથે જોડી દેવાનો સપાટો ચલાવી રહ્યો હતો, તે વખતે નવીન રાજ્ય ઉભું કરવાની હિંમત ધરનાર એકલો માત્ર શિવાજી જ હતો.



શૂરવીર શિવાજી.

શરૂઆતમાં તો ઓરંગઝેબ એને " પર્વતનો ઉંદર ' કહીને ઉપેક્ષતો હતો, પરંતુ શિવાજીએ પ્રબળ થઇને મોગલ સામ્રાજ્યનો કેટલોક મૂલક કબજે કર્યો, ત્યારે ઔરંગઝેબે તેને ઉગતોજ ડામી દેવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૬૬૨ માં શાહસ્તખાનને એ કામ સારૂ બાદશાહે મોકલ્યો. પરંતુ શિવાજીએ એવી યુક્તિપૂર્વક એના પર હલ્લો કર્યો કે એને ઇજા અને નામોશી સાથે નાસી જવું પડ્યું, ઔરંગઝેબે આથી ગુસ્સે થઇને શાઇસ્તખાનને દક્ષિણના અધિકાર પરથી દૂર કર્યો અને તેને ઠેકાણે જયપુરના રાજા જયસિંહ તથા દીલાવરખાંને મોકલ્યા.

જયસિંહ સામે યુદ્ધમાં ટકવું અસંભવિત દેખી શિવાજી વગર લડાઇએ તાબે થયો, અને મોગલો સાથે સંધિ કરી. તેમાં શિવાજીએ પોતાના તાબાના ૩૨ કિલ્લાઓ પૈકી ૨૦ મોગલોને સ્વાધીન કર્યા, અને બાકીના બાર પણ બાદશાહી જાગીર તરીકે ભોગવવાનું કબુલ કર્યું. તે પછી થોડા દિવસ રહીને જયસિંહની સલાહ અને બાંહેધરીથી તે પાદશાહની મુલાકાતે દિલ્હી ગયો. આ વખતે તેની સાથે સારી રીતે વર્તી ઔરંગઝેબ તેને કદાચ હંમેશને માટે મોગલાઇનો ખેરખ્વાહ બનાવી શકયો હોત. પરંતુ ઔરંગઝેબ મહા કપટી અને લુચ્ચો હતો- પહેલાં તો તેણે શિવાજીનું ભરદરબારમાં અપમાન થાય તેવું કર્યું, અને પછી તેને સદાયને માટે કેદ કરવાનો યત્ન કર્યો. પણ શિવાજી ઔરંગઝેબના માથાનો હતો. ઔરંગઝેબ કપટ કળામાં કુશળ હતો, તો શિવાજી તેના કરતાં સવાયો હતો. ઔરંગઝેબ જેવા ધૂર્તની આંખોમાં ધૂળ નાખી તેના સખત ચોકી પહેરામાંથી તેણે જે સિફતથી–જે યુક્તિથી–પોતાનો છુટકારો કર્યો તે ખરેખર હેરત પમાડે તેવી છે. પહેલા તો તેણે બાદશાહને લખી મોકલ્યું કે "મારી સાથે આવેલા માણસોને દિલ્હીનાં હવા પાણી અનુકૂળ આવતાં ન હોવાથી તેમને દેશ જવાની રજા આપવી." ઔરંગઝેબ શિવાજીની ચતુરીનો ભેદ કળી શકયો નહિ. તેણે ધાર્યું કે માણસો જતા રહેશે તો એટલી પીડા ઓછી. તેથી તેણે તેમ કરવાની શિવાજીને રજા આપી. માણસોના સહીસલામત વિદાય થયા પછી થોડા દિવસ રહીને શિવાજીએ એક દહાડો બાદશાહને કહાવી મોકલ્યું કે તે એકાએક માંદો પડયો છે. ત્યાર પછી થોડાજ દિવસમાં તેના સાજા થવાના સમાચાર પ્રસિદ્ધ થયા. અને તેની ખુશાલીમાં શિવાજીએ ભાતભાતના મેવા મીઠાઇના કંડિયા સંત સાધુઓ અને ફકીરોમાં વહેચવાનું તથા અમીર ઉમરાવને ભેટ દાખલ મોકલવાનું શરૂ કર્યું. આ કંડિયાઓને શરૂઆતમાં તો પહેરેગીરો ચોકસ તપાસતા હતા. પરંતુ એ ક્રમ રોજના જેવો થવાથી અને ખાસ વહેમ જેવું નહિ જણા-

ચાથી કંડિયાની તપાસ ધીરે ધીરે ઢીલી થઇ. શિવાજી એ પ્રસંગની રાહ જ જોતો હતો. એવી તક મળતાંજ તે એક દહાડો એક કંડિયામાં પોતાને તથા બીજામા બાળકુમાર સંભાજીને બંધ કરાવી તથા તે કંડિયા મીઠાઇઓના કંડિયાઓની વચમાં રખાવી સહીસલામત ચોકી પહેરો વટાવી ગયો. હિરોજી ફરજંદ નામના એક સ્વામીભક્ત સેવકને પોતાની શાલ ઓઢાડી શિવાજીએ પોતાને ઠેકાણે તેને પલંગમાં સુવાડયો હતો, કે જેથી કોઇ તપાસ કરવા આવે તોયે વહેમ ન પડે. અગાઉથી નક્કી કરી રાખ્યા પ્રમાણે શહેર બહાર ઘોડા તૈયાર રાખ્યા હતા. તેના પર સ્વાર થઈ શિવાજી આડફેટે રસ્તે સંન્યાસીને વેશે પલાયન કરી ગયો. પેલો સેવક પણ બીજે દિવસે સવારમાં વૈદ્યને ઓલાવવાનું બ્હાનું કાઢી ગચ્છંતી કરી ગયો. ઘણી વાર સુધી હવેલીમાં ચૂપચાપ માલમ પડયાથી પહેરેગીરોને વહેમ પડયો. તપાસ કરતાં શિવાજી કે કોઇજ નજરે પડયુ નહિ. બાદશાહને એ વાતની ખબર પડતાજ તે રાતો પીળો થઇ ગયો. શિવાજીને નાસતો પકડવા એણે પાછળ સ્વારો દોડાવ્યા અને ઠેર ઠેર ફરમાનો મોકલ્યા. પણ શિવાજી એવે આડકતરે રસ્તે અને એવે વેશે જતો હતો કે ઔરંગઝેબના ગમે તેટલા ધમપછાડા છતાં તે સલામત દખ્ખણમા પહોંચી શકયો. ઔરંગઝેબની ધારણા ધુળ મળી, અને શિવાજીએ દખ્ખણમાં જઇ એવું મજબૂત સ્વરાજ્ય સ્થાપ્યું કે જેણે આગળ જતાં મોગલાઇ ઉંધી વાળી.

---

## ( ૮૭ ) મરાઠાઓ કેમ ન જીતાયા ?

દિલ્હીથી આવી શિવાજીએ અનેક પરાક્રમ કર્યાં; અને ઇ. સ. ૧૬૬૪ માં મોટા દબદબા સાથે રાયગઢમાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. તે પછી રાજ્યનો વિસ્તાર વધારી તથા તેનો સારો બંદોબસ્ત કરી તે ઇ. સ. ૧૬૮૦ માં ગુજરી ગયો.

શિવાજીના મરણથી ઔરંગઝેબને સંતોષ થયો. તેણે ધાર્યું કે હવે મરાઠાઓને સહેલાઇથી જેર કરી શકાશે. પણ તેની તે ધારણા ખોટી ઠરી. સંભાજીએ બાપની નીતિ ચાલુ રાખી મોગલોને થકવવા માંડયા. પરંતુ તે જો કે શિવાજીના જેવો બહાદુર હતો, છતાં તેના જેવો બુદ્ધિમાન અને નીતિમાન ન હોવાથી તે શિવાજીના જેવી નામના કરી શક્યો નહિ. કલુષા નામના કનોજિયા બ્રાહ્મણની ખરાબ સોબતમાં પડી તે એકવાર સંગમેશ્વરના તીર્થમાં એશઆરામ કરતો હતો, તેવામાં એક મોગલ સેનાપતિએ છાપો મારી તેને કેદ પકડી લીધો. ઔરંગઝેબે તેને મુસલમાન થવાનું કહેતાં તે ગમે તેવું આડું અવળું બોલ્યાથી તથા પેગંબરની નિંદા કરવાથી ઔરંગઝેબે તેને ભૂંડે હાલે મરાવી નાંખ્યો. સંભાજીને માર્યા પછી ઔરંગઝેબે એક પછી એક મરાઠી કિલ્લા લેવાનો સપાટો ચલાવ્યો. તેમા તેને યશ મળ્યો તથા રાજારામ નાસીને જીંજીગઢમાં ભરાયો એ વાત ખરી, પણ મરાઠાઓને કાયમના કચરી નાંખવાની તેની ધારણા બર ન આવી તે ન જ આવી.

ઔરંગઝેબની આ નિષ્ફળતાનાં અનેક કારણ છે. સૌથી પ્રથમ તો એ કે મહારાષ્ટ્ર જેવો સુરક્ષિત અને સુદૃઢ દેશ પૃથ્વી પર બીજે ભાગ્યે જ હશે; તેમાં વળી શિવાજીએ મરાઠાઓમાં જે અદ્ભુત સ્વદેશાનુરાગ અને ધર્મ પ્રેમનો જુસ્સો જાગ્રત કર્યો હતો તેથી મરાઠાઓ અજીત બન્યા હતા. મરાઠાઓ મૂળથી ખડતલ અને કષ્ટસહિષ્ણુ હતા તથા તેમની જરૂરિયાતો ઓછી હતી. ત્યારે

મોગલો એશઆરામી હોઇ તેમનો સરંજામ ભારે હતો. મરાઠાઓની લડવાની રીત જુદી હતી. તેઓ સામે મોઢે ઉભા રહીને ભાગ્યે જ લડતા. શત્રુઓ નજીક આવતાં તેઓ આસપાસ વિખેરાઇ જતા અને તેમનો ઘાસ દાણો અટકાવી તથા લાગ મળે તો ઓચિંતા છાપા મારી તેમને હેરાન હેરાન કરતા. કેટલીક વાર તો ઔરંગ-જેબને પણ એવે ઠેકાણે છાવણી નાંખવાના પ્રસંગ આવ્યા હતા કે જ્યાં ખોરાક પાણીના અભાવે તેને કેટલાક દિવસના કડાકા ખેંચવા પડયા હતા. વળી મહારાષ્ટ્ર દેશનો તાપ અગ્નિ સમો સખત હતો. તેથી ઉનાળામાં તો મોગલોની હેરાનગતિની અવધિ થતી. એ સિવાય દુષ્કાળ અને મહામારીથી પણ અનેક વાર મોગલોને સહેવું પડયું હતું.

આ બધી હાડમારીઓ છતાં પણ ઔરંગજેબ પોતાના નિશ્ચ-યમાં અડગ હતો. મરતાં સુધી તેણે લડાઇ જારી રાખી સામ્રાજ્યની સર્વ શક્તિ અને બળ ખર્ચી નાંખ્યાં. છતાં મરાઠા જેર નજ થયા. ઔરંગજેબે ધાર્યું હતું કે ગોવલકોંડા અને બિજાપુર ખાલસા કરવાથી મરાઠાઓને આશ્રય મળતો બંધ પડશે, અને તેઓને સ્હેલથી જીતી શકાશે. પરંતુ એ બે રાજ્યો જીતાતાં તો મરાઠા ઓર બળવાન બન્યા. મોગલોની શક્તિ અને સાધન જેમ જેમ ઘટતાં ગયાં તેમ તેમ મરા-ઠાનું જોર વધતું ગયું, છેવટના ભાગમાં તો ઔરંગજેબની મુંઝવણ એટલી બધી વધી ગઇ, તેનાં સાધનો એટલાં બધાં ઘટી ગયાં કે વીસ વરસની સતત્ મહેનત પર પાણી મેલી તેને વીલે મોંઢે અહ-મદનગર ભાગી જવું પડયું. ત્યાં તે ઇ. સ. ૧૭૦૭ માં નેવું વર્ષની ઉંમરે મરણ પામ્યો.

———

## *(૮૮) શાહજાદાનું ફિતુર ઔરંગઝેબે કેવી રીતે છોડાવ્યું ?

બંડખોર અમલદારો અને શાહજાદાઓને વશ કરવાના કામમાં ઔરંગઝેબ એકકો હતો. એવે વખતે તે વિવિધ યુક્તિઓ કામે લગાડતો. દાખલા તરીકે એક બનાવનું વર્ણન અત્રે આપીએ છીએ.

શાહજાદો આઝીમ બંડ કરવાની કોશિષમાં છે એવી બાતમી મળતા ઔરંગઝેબે તેને દરબારમાં તેડાવ્યો. આઝીમ ભયભીત થઇને કંઇ કંઇ બહાનાં બતાવી આવવાના અખાડા કરવા લાગ્યો. તે પરથી ઔરંગઝેબ એક દહાડો શિકારે જવાના મિશે થોડાક રક્ષકો સાથે બહાર નીકળ્યો, અને એ શાહજાદાને મુલાકાત માટે ત્યાં બોલાવ્યો. ઠરાવેલે ઠેકાણે ઔરંગઝેબ અગાઉથી પહોંચી ગયો અને તે સ્થાનની ચોમેર રણકુશળ યોદ્ધાઓ ગોઠવી દીધા. ત્યારબાદ શાહજાદો મેળાપસ્થાનની જેમ જેમ પાસે આવતો જાય તેમ તેમ તેની સાથેના માણસોની સંખ્યા ઓછી થતી જાય તેવી એણે ગોઠવણ કરી. એ ગોઠવણ એવી તો સુંદર રીતે પાર પડી કે શાહજાદો બાદશાહી છાવણીમાં દાખલ થાય તે પહેલાં તેની પાસે માત્ર ત્રણજ નોકર રહેવા પામ્યા. છાવણી આગળ આઝીમ ઘોડા પરથી નીચે ઉતર્યો, તે વારે ઘોડા સંભાળવા છાવણીમાંથી કોઇજ સામું આવ્યું નહિ. તેથી સાથેના ત્રણ માણસો પૈકી બેને ઘોડા સોંપી માત્ર એકજ અંગરક્ષક સાથે તે બાદશાહના તંબુમાં પેઠો. તંબુમાં બાદશાહની મુલાકાત થાય તે પહેલાં તેને તથા તેના માણસોને હથિયાર બાજુએ મેલવાની ફરજ પાડવામાં આવી. એવું થતા બાદ [illegible] તે પિતાની સમીપ પહોંચ્યો. એટલે ઔરંગઝેબ ઉઠીને તેને પ્રેમપૂર્વક ભેટ્યો. તે વખતે ઔરંગઝેબ જાણે શિકારે નીકળવાની તૈયારીમાંજ ન હોય તેમ ભરેલી બંદૂક તેના હાથમાં હતી. તે તેણે શાહજાદાના હાથમાં આપી અને તેને સાથે લઇને તે પાસેના ખંડમાં ગયો.

ત્યાં આગળ એમની વંશપરંપરાગત એક અદ્દભુત તલવાર હતી. તે મ્યાનમાંથી ખુલ્લી કરીને જોવાના મિશે તેણે શાહાજાદાને આપી. પછી જાણે ખૂબ ઉકળાટ થતો હોય તેમ શરીર પરનું પહેરણુ ઉતારી કાઢી પોતે અંગ પર બખ્તર વગેરે કંઇજ પહેરેલું નથી એ બતાવી આપ્યું.

ઔરંગઝેબની આવી યુક્તિ અને હિંમત જોઇને આઝીમ એવો તો ડઘાઇ ગયો કે તેનો ફિતુરી વિચાર ક્યાંનો ક્યાં હવામાં ઉડી ગયો! હાથમાં ભરેલી બંદૂક, નાગી તરવાર અને બાદશાહનું ઉઘાડું શરીર હોવા છતાં ઉપદ્રવ કરવા જેટલી તેનામાં હિંમતજ રહી નહિ. શાહજાદો બિચારો ગળગળો થઇ ગયો ને પોતાના અપરાધની માફી માગી. તે પછી ઔરંગઝેબે તેને કિંમતી ભેટ સોગાદ આપી વિદાય કર્યો.

આ બનાવ પછી શાહજાદો આઝીમ એવી તો શેહ ખાઇ ગયો કે બાદશાહ તરફથી કંઇ લખોટો આવતાંજ તે ગભરાતો. વાંચતાં વાંચતાં તેનો હાથ ધ્રૂજતો અને આખો પત્ર વંચાઇ રહેતો ત્યારે તે છૂટકારાનો દમ ખેંચતો.

---

## *( ૮૯ ) બાદશાહ ઔરંગઝેબ અને કવિ ભૂખણ.

આ કવિ ગંગા અને જમના નદી વચ્ચેના પ્રદેશનો રહેનાર કનોજિયો બ્રાહ્મણ હતો એના બાપનું નામ રત્નાકર હતું. શાહજહાં બાદશાહે સુંદરદાસ નામના કવિને "મહાકવિરાજ" નો ઇલકાબ આપી પોતાના દરબારમાં રાખ્યો હતો, એ વાત જાણીને ભૂખણ કવિને પણ ઔરંગઝેબ પાસેથી એવું કંઇ માન અકરામ મેળવવાની ઇચ્છા થઇ તેથી તે ઔરંગઝેબના દરબારમાં ગયો, અને પાદશાહને થોડીક કવિતા કહી સંભળાવી.

પણ, ઔરંગઝેબને કવિતા સાંભળવા કરવાનો શોખ નહોતો. તેથી તેણે ભૂખણને કંઇ ઇનામ બિનામ તો આપ્યું નહિ, પણ ઉલટું કહ્યું કે "તમે કવિ લોકો જૂઠું બોલો છો, માટે તમારી કવિતા મને ગમતી નથી. જો તમે સાચી સાચી વાત કહેતા હો અથવા તો જેનામાં જેવા ગુણ હોય તેવાજ વર્ણવતા હો તો તેવી કવિતા હું પસંદ કરૂં." તે પર ભૂખણ કવિએ કહ્યું "જહાંપનાહ! આ દુનિયા પેદા કરનારે પણ શરીરની ઉપરની ચામડી શોભીતી કરી છે, અને જે ગંદું છે તે અંદર ઢાંકયું છે. જેમકે આંખો સુંદર છે તે અગાડી રાખી છે ને બગલને સંતાડી રાખી છે. તેજ પ્રમાણે પંડિતો પણ દુર્ગુણ ઢાંકીને સદ્‌ગુણ પ્રસિદ્ધ કરે છે."

ઔરંગઝેબે કહ્યું કે "એ ખરૂં હશે, તથાપિ સાચે સાચી વાત વર્ણવો તોજ હું તો ખુશી થાઉં." ભૂખણે કહ્યું "ઠીક જહાંપનાહની એવી ઇચ્છા છે તો આવતી કાલે હું આપને એવી કવિતા સુણાવીશ" પાદશાહે તે વાત કબુલ કરી અને કહ્યું કે "કાલે હું બંદગી કરતો હોઉં તે વખતે તમે આવજો." પાદશાહે વિચાર્યું કે હું ખુદાની કેવી બંદગી કરૂં છું તે મારો ગુણ આ કવિ વખાણશે. બીજે દિવસે કવિ પોતાની ઘોડીને સજ્જ કરી તે ઉપર સ્વાર થઇને દરબારમાં ગયો. બાદશાહ તે વખતે હાથમાં માળા લઇને બંદગી કરતો હતો.

કવિએ જતાંજ નીચેનું કવિત લલકાર્યું:—

**કવિત.**

તસુબી લે હાથમેં સુપ્રાત કરે બંદગીપે,
મનમેં કપટ સો જપે હે જાપ જાપકે,
આગરેમેં આય દારા, ચોકમેં ચુનાય દીનો,
માર્યો નિજ તાત છત્ર છીન લીનો છાપરે;
શાહ સૂજે ઘેર લાયો અધમ દુવાઈ ફરી,
નાશ કીનો કુટુંબ તમામ ચંપી ચાપ કે,
ભૂખન ભણુત શઠ ' છંદી ! મતિમંદ ભયો,
નૌંસો ચુવા ખાયકે બિલ્લી બેઠી તપ્પ કે.

કવિતની કડીએ કડી, શબ્દે શબ્દ અને અક્ષરે અક્ષર ઔરંગઝેબને તીક્ષ્ણ તરવારના ઝાટકા જેવાં લાગતા હતા. તેના ચ્હેરા પર હર વખત ફેરફાર થતા હતા. પણ તેની લેશ પણ દરકાર કર્યા વગર કવિએ એવાજ પ્રકારનાં બીજાં કવિત પાદશાહને સંબોધીને કહ્યાં. તેથી ઔરંગઝેબ એટલો તો ગુસ્સે ભરાયો કે જો ભૂખણ હાથમાં આવ્યો હોત તો તે તેના રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાંખત. પણ ભૂખણ બડો પહોંચેલો હતો. બાદશાહનો ક્રોધ વધતો લાગ્યો કે લાગલો તે બહાર તૈયાર રાખેલી ઘોડી પર સ્વાર થઇને પોબારા ગણી ગયો. ઔરંગઝેબે તેને પકડવા સારૂ સ્વારો દોડાવ્યા, પણ તે પકડાયો નહિ.

ભૂખણ ઔરંગઝેબના દરબારમાંથી નાસીને દક્ષિણમાં શિવાજીના આશ્રયે ગયો હતો. એણે લખેલો 'શિવાજી યશ બાવની' નામનો ગ્રંથ વાંચવા લાયક છે.

---

## ( ૯૦ ) ઔરંગજેબના ગુણદોષ.

ઔરંગજેબ જગત્ પ્રસિદ્ધ મહાન પાદશાહ હતો, એમાં તો શક નહિ. તેના વીરત્વ, રણકૌશલ, ઉદ્યોગ, વ્યવહારકુશળતા વગેરે ગુણો વખાણવા જેવા છે. તેના જેવો ઉદ્યોગી બાદશાહ ભાગ્યેજ બીજો કોઇ થયો હશે. ઘડપણમાં તે જાતે રાજ્યનાં તમામ કામકાજ પર દેખરેખ રાખતો હતો. તે એટલે સુધી કે કાબુલ જેવા દૂર દૂરના પ્રાંતોમાં પણ એકાદ સાધારણ નોકરની નીમણુંક તેની મંજુરી વગર થઇ શકતી નહિ. કારેરી નામના એક પરદેશી મુસાફરના વર્ણન પરથી જણાય છે કે એંશી વર્ષની ઉમરે પણ તે રાજ્યનાં તમામ કામકાજ ભર દરબારમાં બેસી કરતો હતો. નાનાં મોટાં તમામ લખાણો તે જાતે વગર ચશ્મે વાંચી તે પર પંડે શેરા કરતો. તે વખતે તેનો ચ્હેરો હંમેશાં આનંદી જણાતો. તે પરથી સિદ્ધ થાય છે કે તેને રાજકાજનો એટલી ઉમરે પણ લેશ કંટાળો નહોતો.



ઔરંગજેબ.

એક માત્ર ધર્માંધપણાનો દોષ એનામાં ન હોત, તો ઔરંગઝેબ સર્વ મોગલ બાદશાહોમાં શ્રેષ્ઠ લેખાયો હોત. તેના ધર્માંધપણાને લીધે તેને હાથે અનેક અત્યાચારો થયા અને પ્રજાના દીલ દુખાયાં. મોગલાઇના આધાર રૂપ રજપુતો નારાજ થઇ સામે ઉઠયા ને ઠેરઠેર બંડ થયાં. પરિણામે અકબર બાદશાહે સુદૃઢ કરેલો મોગલ બાદશાહીનો

પાયો હચમચી ગયો. ઔરંગજેબનો ધાક ભારે હતો. નાનાં મોટાં તમામ એના નામથી ધ્રુજતા. તેથી એની હયાતિમાં તો મોગલાઇને ખાસ ધોકો પહોંચેલો જણાયો નહિ, પણ એના મરણ બાદ એક જીર્ણ થઇ ગયેલા તરુવરની માફક મોગલ સામ્રાજ્ય ભોંય ભેગું થઇ ગયું.

ઔરંગઝેબ જેવો એટલશૂરો, સ્વાર્થાંધ, કપટી અને વહેમી બાદશાહ પણ બીજો કોઇ ભાગ્યે થયો હશે. મોટા મોટા સેનાપતિ, ખાનદાન સરદારો તેમજ શાહજાદાઓનો સુદ્ધાંત તેને અણવિશ્વાસ હતો. કોઇ પણ મહત્વના અધિકાર પર એક જણને તે ભાગ્યેજ નીમતો. પરસ્પર વિરોધ જેવું હોય એવા માણસોને સંયુક્ત અધિકાર આપી તે એક સ્થાનક પર મોકલતો, કે જેથી એક બીજાનો પરસ્પર દાબ રહે. એનું જાસુસી ખાતું પણ જબરૂં હતું. એનાં આવા અણવિશ્વાસથી અમીર ઉમરાવોનાં દીલ ઘણાં દુખાતાં અને તેથી તેઓ મન લગાડીને કામ કરતા નહિ.

ઔરંગજેબ ઇસ્લામ ધર્મનો ચુસ્ત ભક્ત હતો. શુક્રવારે તેમજ બીજા પવિત્ર દિવસોએ તથા રમજાન મહિનામાં તે અપવાસ કરતો. રોજ નિયમસર તે નમાજ પઢતો. લઢાઇના મેદાનમાં પણ તે નમાજની વેળા કદી ચૂકયો નહોતો. મક્કાની હજે જનારાઓ માટે તેણે અનેક પ્રકારની સગવડ કરી આપી હતી. નિષિદ્ધ માંસ તે કદી ખાતો નહિ કે દારૂને અડકતો નહિ. ગાયન વાદન કુરાનના ફરમાનથી વિરૂદ્ધ હોવાથી તેની એણે ખાસ મના કરી હતી. જો કોઇ ગાયક પોતાનો ધંધો છોડી પાદશાહની કને જતો, તો તે એને સારી આજીવિકા બાંધી આપતો. રેશમી વસ્ત્ર અને ઘરેણાં પહેરવાનું પણ કુરાનની વિરૂદ્ધ હોવાથી તે હમેશાં સાદો અને સફેદ પોષાકજ પહેરતો. વળી દરેક ખરા મુસલમાને કોઇપણ ધંધો કરવાનું પેગંબર સાહેબનું ફરમાન હોવાથી ઔરંગજેબ પોતાને હાથે ટોપીઓ સીવીને

વેચતો, તથા કુરાનની નકલો કરીને પણ વેચતો. કહે છે કે એવી રીતે જાતકમાઇથી મેળવેલા ૪ાા રૂપિયામાંજ પોતાની ઉત્તરક્રિયા કરવાનું તે મરતી વખતે કહી ગયો હતો !

ઔરંગઝેબની કારકીર્દીમાં મોગલ સામ્રાજ્યનો વિસ્તાર સૌથી વધારે વધ્યો હતો. પરંતુ તેની સંકુચિત રાજ્યનીતિએ તેની હયાતિમાંજ તેને વિનાશની અણી પર લાવી મેલ્યું. ઔરંગઝેબની રાજ્યનીતિ અકબરના જેવી ઉદાર હોત તો મોગલ સામ્રાજ્યનો આટલો જલદી અંત આવ્યો ન હોત, અને કોણ જાણે છે કે અત્યારનો ઇતિહાસ પણ કેવો હોત ? !

---

# ( ૯૧ ) બહાદુરશાહ

ઔરંગઝેબને પાંચ પુત્રો હતા. તે પૈકી તેના મરણ સમયે ત્રણ હયાત હતા. મોઆજીમ, આજીમ અને કામબક્ષ. ઔરંગઝેબે મૃત્યુ પહેલાં ઠરાવ્યું હતું કે દીલ્હીનું બાદશાહી તખ્ત અને ઉત્તર હિંદુસ્થાનનો મૂલક મોઆજીમ લે, મધ્ય હિંદુસ્થાનનો પ્રદેશ આજીમ લે અને દક્ષિણનો બિજાપુર ગોવલકોંડાનો ભાગ કામબક્ષ લે. પરંતુ તેનું મૃત્યુ થતાંજ આજીમે પોતાને પાદશાહ તરીકે જાહેર કરી આગ્રા તરફ કૂચ કરી. મોઆજીમ આ વખત કાબુલની સુબાગીરી પર હતો. તે ત્યાંથી લશ્કર લઇને આવ્યો અને રૈયતના આવકાર વચ્ચે તેણે દીલ્હીનો કબજો લીધો. તેનો સ્વભાવ શાંતિપ્રિય હોવાથી તેણે આજીમને અર્ધું રાજ્ય આપવાનું કબૂલી ટંટો છોડી દેવાને જણાવ્યું. પણ આજીમે તેનો ઉંધો અર્થ કરી અહંકારથી તે વાત માન્ય કરી નહિ. પરિણામે ટોલપુર અને આગ્રાની વચ્ચે બંને ભાઇઓ વચ્ચે જબરૂં યુદ્ધ થયું. તેમાં આજીમ હાર્યો અને મોઆજીમના એક સેનાપતિના હાથે મરાયો. તે સરદારે આજીમનું લોહીથી દડદડતું મસ્તક લાવીને ઇનામની આશાએ મોઆજીમ આગળ ધર્યું. મોઆજીમે ભ્રાતૃસ્નેહથી ગળગળા બની ભાઇને મારનાર તે સરદારને તિરસ્કાર કરી કાઢી મેલ્યો, અને આજીમના શબને બાદશાહી દબદબા સાથે દફન કરાવ્યું.

તે પછી મોઆજીમ બહાદુરશાહ નામ ધારણ કરી સિંહાસન પર બેઠો. આ નવો બાદશાહ બહુ ભલો, ઉદાર, માયાળુ તથા કદરદાન હતો. ગાદીએ બેસતાંજ તેણે શત્રુ પક્ષના માણસોને માફી બક્ષી લાયક જગાએ નીમ્યા. આજીમની બેગમો પ્રત્યે પણ તેણે બહુ સારૂં વર્તન રાખ્યું બેગમ ઝુદિસ-ઝેબ-ઉન્નિસાને ‘ પાદશાહ બેગમ ’ નો ખિતાબ આપી તેનું વર્ષાશન બમણું કરી આપ્યું.

બહાદુરશાહ તેના બાપના જેવો અરસિક નહોતો. તેણે ગાદીએ બેસતાંજ ઔરંગઝેબના હુકમો રદ કરી દરબારનો ઠાઠ પહેલાંના

જેવો કર્યો, આ બાદશાહમાં રાજાને લાયક ઘણા ગુણો હતા. ઔરંગઝેબના અત્યાચારથી હિંદુ પ્રજા મોગલ સામ્રાજ્યથી છેક કંટાળી ગઇ ના હોત તો તેના માયાળુપણાના ગુણથી મોગલાઇ ફરી ટટાર થઇ હોત. ગાદીએ બેસતાં જ તેણે જજીયા વેરો બંધ કરી તથા અકબરના વખતની રાજ્યનીતિ ચાલુ કરવાનું વચન આપી રજપુતો સાથે સંધિ કરી. તે પછી તેણે શીખો સામે ચઢાઇ કરી તેમનો ઘણો ઘાણ કાઢયો.

બહાદુરશાહ ઇ. સ. ૧૭૧૨ મા પાંચ વર્ષ રાજ્ય ભોગવી મરણ પામ્યો.

---

## *( ૯૨ ) સુન્નીઓની ઇતરાજી.

બહાદુરશાહનો મુખ્ય આધાર તેના વિશ્વાસુ વજીર મુનિમખાપર હતો. શીખોનું બંડ સમાવ્યા પછી થોડા જ વખતમા મુનિમખાં મરણ પામતાં બહાદુરશાહનો તે આધાર તૂટયો. વજીરની ખાલી પડેલી જગા દક્ષિણના સુબેદાર જુલ્ફિકારખાને આપવા માંડી પરંતુ જુલ્ફિકાર દક્ષિણનો કારભાર સ્વતંત્રપણે કરતો હોવાથી તેણે વજીરપદ લેવાની ના પાડી. તેથી તે જગાએ બીજા કોઇની નીમણુંક ન કરતાં શાહજાદો આજીમ હોસેન પોતે સઘળું રાજકાજ કરવા લાગ્યો. એ શાહજાદો જોઇએ તેવો દીર્ઘદષ્ટિવાળો અને કાર્યકુશળ ન હોવાથી થોડાજ વખતમાં સઘળે અવ્યવસ્થા જણાવા લાગી.

તેવામાં પાદશાહે એક ફરમાન કાઢી 'ખોનાબા' માં હઝરત 'અલિ' ના નામ પછી 'ઓયાસી' શબ્દનો પ્રયોગ કરવાની ફરજ પાડી. 'ઓયાશી' શબ્દનો અર્થ 'ઉત્તરાધિકારી' થાય છે. શિયા લોકોને ખુશ કરવા ખાતર પાદશાહે આ હુકમ કાઢયો હતો. પણ પરિણામ એ થયું કે શિયાને રાજી કરવા જતાં સુન્નીઓ નારાજ થયા. પાદશાહ પોતાના ફરમાનથી હઝરત અલિને પેગંબર સાહેબના ઉત્તરા-

ધિકારી તરીકે સ્વીકારે છે એમ મનાયું. સુન્ની સમાજમાં તેથી પુષ્કળ ખળભળાટ મચ્યો અને ઠેકઠેકાણે બખેડા થવા લાગ્યા. અમદાવાદના ખોતાબા પઢનાર મોલવીનું નિર્દય રીતે ખૂન થયું. લાહોરના સુન્નીઓનું તોફાન સૌ કરતાં ભારે હતું. શાહજાદા આઝીમ હોસેનનો તેમને છૂપો ટેકો હતો. તોફાન એમ શમે તેમ નહોતું. તેથી વાદવિવાદ દ્વારા સમાધાન કરવાના હેતુથી પાદશાહે હાજી યારમહમદ વગેરે સુન્નીઓના આગેવાનોને પોતાની હજુરમાં તેડાવી મંગાવ્યા. પણ વાદવિવાદમાં હાજી યારમહમદ પાદશાહની આમન્યા ન રાખતાં ભરદરબારમાં ગમે તેમ બોલવા લાગ્યો. તે પર પાદશાહે ગુસ્સે થઇને તેને પૂછ્યું. “ આવી રીતે બેમર્યાદ બોલતાં તમને ડર લાગતો નથી ? ” જવાબમાં યારમહમદે જણાવ્યું “ ખુદાની પાસે મેં ચાર વસ્તુની માગણી કરી હતી ( ૧ ) જ્ઞાન પ્રાપ્તિ, (૨) ખુદાઇ ફરમાનનું પાલન, ( ૩ ) તીર્થાટન અને ( ૪ ) ધર્મના રક્ષણાર્થે પ્રાણાર્પણ. તે પૈકી ખુદાતાલાની મહેરબાનીથી મારી ત્રણ વાતો સિદ્ધ થઇ ચૂકી છે. ન્યાયપરાયણ રાજાની મહેરબાનીથી બાકીની ચોથી બાબત પણ પૂર્ણ થશે એવી ઉમેદ છે. ” પુષ્કળ વાદવિવાદને અંતે પણ સુન્નીઓના મનનું સમાધાન ન થયું. તેમનું તોફાન દિવસે દિવસે વધતું ચાલ્યું.

તેવામાં વળી શાહજાદા આઝીમ હોસેનને વઝીર તરીકે સઘળી રાજ્યસત્તા ભોગવતો જોઇ બીજા શાહજાદાઓ ઇર્ષ્યાએ ભરાઇ ખટપટ કરવા લાગ્યા. મરાઠા રજપુત અને શીખ લોકો પણ મોગલોની આ ફાટફુટનો લાભ લેવા તકાસવા લાગ્યા. એ પ્રમાણે ચોગરદમથી સંકડામણમાં આવી પડતાં પાદશાહે છેવટે નિરુપાય થઇ ખોતાબા સંબંધીનું પોતાનું ફરમાન પાછું ખેંચી લીધું. એથી સુન્નીઓનાં મનનું સમાધાન થયું ખરૂં, પરંતુ પાદશાહી મોભાને ભારે ધોકો બેઠો.

# *( ૯૩ ) જુલ્ફિકારખાંની ચાતુરી.

સુન્નીઓનું સમાધાન કર્યા પછી ટુંક મુદતમાં જ બહાદુરશાહ માંદો પડયો, અને ઇ. સ. ૧૭૧૨ ના ફેબ્રુઆરી માસમાં પરલોકવાસી થયો.

પાદશાહી તખ્ત માટે શાહજાદાઓના ટંટા શરૂ થયા, ને દેશમાં સર્વત્ર અંધાધુંધી વ્યાપી ગઇ. આખરે દક્ષિણના પ્રતાપી સુબેદાર જુલ્ફિકારખાંની મદદથી **જહાંદારશાહ** ભાઇ ભત્રીજાનો નાશ કરી પાદશાહી સિંહાસને ચઢયો. જુલ્ફિકારખાંએ કરેલી મદદના બદલામાં આ નવીન બાદશાહે તેને દક્ષિણનો વહીવટ તેના પોતાના પ્રતિનિધિ દ્વારા ચલાવવાની પરવાનગી સાથે વજીરપદ આપ્યું. આ રીતે જુલ્ફિકારખાંનો દક્ષિણનો અધિકાર કાયમ રહેવા ઉપરાંત તેને વજીર તરીકે કુલ રાજ્યસત્તા પણ પ્રાપ્ત થઇ.

જહાંદારશાહના જેવો વિલાસી અને લંપટ રાજા બાબરના વંશમાં બીજો કોઇ થયો નથી. લાલકુંવર નામની એક નીચ સ્રીના મોહમાં એ ફસાયલો હતો. ગાદીએ બેસતાંજ જહાંદારશાહે તેનો અને તેનાં સગાં સંબંધીઓનો દરજ્જો એકદમ વધારી દીધો. જહાંદારશાહ તેમના હાથમાં રમકડા જેવો હતો. લાલકુંવરને દર વર્ષે ૨ કરોડ રૂપિયા બાદશાહી ખજાનામાંથી આપવાનો હુકમ હતો. એ સિવાય એના પોશાક અને ઘરેણાંગાંઠાનો ખર્ચ બાદશાહી ખજાનામાંથી થતો તે તો જુદો!

લાલકુંવરના એક ભાઇને અલાહાબાદના સુબા તરીકે નીમવાનો બાદશાહે હુકમ કર્યો. એ માણસ એવા અધિકાર માટે બીલકુલ નાલાયક હતો. તેથી વજીર જુલ્ફિકારખાં તેની એ નીમણુંકનો હુકમ કાઢવામાં વિલંબ કરવા લાગ્યો. એ પરથી લાલકુંવરે બાદશાહ આગળ ફરિયાદ કરી. બાદશાહે વજીરને વિલંબ કરવાનું કારણ પૂછ્યું. ત્યારે જુલ્ફિકારખાંએ ચતરાઇથી જવાબ આપ્યો કે " જહાં-

પનાહ ! અમે અમલદાર લોકો તો લાંચ ખાનાર કહેવાઇએ. લાંચ મળ્યા વગર અમે કંઇ પણ કાર્ય કરીએ નહિ. ” તે પર બાદશાહે સ્મિત કરી પૂછ્યું. “ તો પછી અમારી લાલકુંવર પાસેથી તમે કંઇ લાંચ મેળવવાની ઉમેદ રાખો છો? ” જુલ્ફિકારખાંએ જવાબ આપ્યો, “ જહાંપનાહ, એક હજાર સિતાર અને થોડાક ઉસ્તાદ-ઇ-નકાશિ ( ડ્રૉઇંગ શિક્ષક ). ” પાદશાહે પૂછ્યું “ આવી વિચિત્ર લાંચનું શું પ્રયોજન ? ” ત્યારે જુલ્ફિકારખાંએ જણાવ્યું કે “ જહાં-પનાહ, જ્યારે અમારા જેવા રાજપુરૂષોને મળવા યોગ્ય અધિકારો આવા આવા માણસોને આપવા માંડો, ત્યારે પછી અમારા લોકોએ તેમનો ધંધો કરવો જોઇશે ને ?”

જુલ્ફિકારખાંના આવા ચતુરાઇભર્યા કથનનો મર્મ પાદશાહ સમજી ગયો, અને સ્મિત કરી તેણે પોતાનો સંકલ્પ પડતો મેલ્યો.



# *( ૯૪ ) ઉદાર ચરિત દાઉદખાં અને તેની સાધ્વી સ્ત્રી.

દાઉદખાં પન્ની બહાદુરશાહના સમયમાં અમદાવાદનો સુબો હતો. એનો અમલ નિષ્પક્ષપાતી અને લોકપ્રિય હતો. એકવાર અમદાવાદ શહેરમાં કેટલાક મુસલમાન તોફાનીઓએ એક હિંદુ મહોલ્લામાં ગોવધ કર્યો. આથી હિંદુઓએ ઉશ્કેરાઇ જઇને એક મુસલમાન છોકરાને મારી નાંખ્યો. પરિણામે બંને કોમો વચ્ચે ગંભીર હુલ્લડ થયું. એ વખતે દાઉદખાંએ હિંદુ લત્તાઓમાં ગોવધ કરી હિંદુઓની ધાર્મિક લાગણી દુઃખવવા માટે મુસલમાનોનો વાંક કાઢી હિંદુઓનો પક્ષ લીધો હતો. કટ્ટર મુસલમાની અમલમાં પણ દાઉદખાં જેવા ઉદાર ચરિત અમલદારો નીપજતા હતા એ વાત ખરે જ ધ્યાન ખેંચનારી છે!

બહાદુરશાહ પછી થયલા જહાંદારશાહના સમયમાં દાઉદખાં જુલ્ફિકારખાંના પ્રતિનિધિ તરીકે દક્ષિણની સુબાગીરી પર નીમાયો, અને જુલ્ફિકારના વધ પછી ફરૂખશિયરે તેને તે જગા પર કાયમ કર્યો. પણ તે પછી સૈયદોની સત્તાથી કંટાળેલા ફરૂખશિયરે સૈયદ હુસેનને દક્ષિણના સુબા તરીકે મોકલ્યો, અને તે સાથે છુપી રીતે દાઉદખાંને હુસેનની સામે થવા ઉશ્કેર્યો.

દાઉદખાને એકવાર એક હિંદુ કન્યા ભેટરૂપે મળી હતી. દાઉદે તેને મુસલમાન કરી પોતાની બેગમ બનાવી હતી. તે સ્ત્રી અત્યંત પતિપરાયણ હોઇ દાઉદને બહુ પ્રિય હતી. હુસેનની સાથે લડવા જતી વખતે દાઉદ તેની વિદાય લેવા ગયા. તે વેળા એ સ્ત્રી ગર્ભવંતી હતી. તેણે વિદાય લેવા આવેલા પતિની કેડેથી તરવાર કાઢી પોતાની પાસે રાખી લીધી, ને પછી પ્રસન્ન ચિત્તે સ્વામીને યુદ્ધમાં વિદાય કર્યો. પછી યુદ્ધ ભૂમિમાં દાઉદખાં મરાયાના સમાચાર મળતા જ તે પતિપરાયણ

ઓએ પોતાના શયનગૃહમાં જઇ પેલી તરવાર વડે પોતાનું પેટ ચીરી ગર્ભને સહીસલામત બહાર કાઢયો ને પોતે પતિની સાથે સ્વર્ગે સંચરી દાંપત્ય પ્રેમનો અદ્‌ભુત દાખલો જગતને પુરો પાડયો.

ધર્માંતર થયા છતાં મૂળના ધર્મ સંસ્કાર કેવા કાયમ રહે છે તે આ પ્રસંગ પરથી સહજ સમજાશે.

---

## (૯૫) સૈયદ ભાઇઓ.

જહાંદારશાહે ગાદીએ બેસતી વખતે રાજકુટુંબના સઘળા પુરૂષોનો નાશ કરાવી નાંખ્યો હતો. પણ તેમાં શાહજાદા આજીમ હુસેનનો પુત્ર ફરૂકશિયર તે વખતે દૂર બંગાળામાં હોવાથી એ હત્યાકાંડમાંથી બચવા પામ્યો હતો. જહાંદારશાહને ગાદીએ બેઠાને ત્રીજે મહિને જ ફરૂકશિયરે ગાદીનો દાવો કર્યો, અને લશ્કર જમાવી બંગાળામાંથી રાજધાની તરફ આવવા નીકળ્યો. એને સૈયદ હુસેન અને સૈયદ અબદુલ્લા નામના બે સૈયદભાઇઓની જબરી ઓથ હતી. એ સૈયદભાઇઓ શાહજાદા આજીમ હુસેનના ખાસ માનીતા હોઇ, તે વખતે બિહાર અને અલાહાબાદના સુબેદાર હતા. એમણે પોતાના માલીકના પુત્રને આશ્રય આપ્યો, એટલું જ નહિ પણ તેઓ જબરી ફોજ જમાવી તેને માટે લઢવા બહાર પડયા.

જુલ્ફિકારખાંએ પણ લઢવાની તૈયારી કરી. પરંતુ જહાંદારશાહના બદવર્તનથી અમીર ઉમરાવો એટલા બધા કંટાળી ગયા હતા કે તેઓ અંદરખાનેથી જહાંદારશાહનો નાશ થાય એમાં રાજી હતા. આથી કરી રણક્ષેત્રમાં તેઓ મન મૂકીને લઢયા નહિ. પરિણામ એ થયું કે જુલ્ફિકારખાંના પુષ્કળ પરાક્રમ અને પ્રયત્ન છતાં બાદશાહી લશ્કરની હાર થઇ. જહાંદારશાહ લાલકુંવરને લઇ રણભુમિમાંથી

પલાયન કરી ગયો, ને જુલ્ફિકારખાં કેદ પકડાયો. ફરૂકશિયર વિજય વાવટો ફરકાવતો રાજધાનીમાં પેઠો. જહાંદારશાહ નાસીને જુલ્ફિકારખાંના પિતા આસદખાંના ઘરમાં ભરાયો હતો. પણ આસદખાએ સમો પલટાયલો જોઇને નવા બાદશાહની મહેરબાની મેળવવાની દાનતથી તેને ફરૂકશિયરને સ્વાધીન કરી દીધો. ફરૂકશિયરે ગાદીએ બેસતાંજ જહાંદારશાહ, જુલ્ફિકારખાં તથા આસદખાને મરાવી નાંખ્યા.

સૈયદ ભાઇઓએ કરેલી મદદના બદલામાં ફરૂકશિયરે હુસેનઅલીને મીરબક્ષી એટલે કે મુખ્ય સેનાપતિની તથા અબદુલ્લાખાંને વજીરની જગા આપી. ફરૂકશિયરના ભાગ્યોદયનો આધાર આ સૈયદભાઇઓ પરજ હોવાથી તેઓ જ સઘળી રાજસત્તા ભોગવવા લાગ્યા. પાદશાહ તો માત્ર નામનોજ હતો. ફરૂકશિયરને એ વાત રૂચતી નહોતી, પણ શું કરે ? સૈયદો આગળ તેનું કંઇ ચાલતું નહોતું.

મીરજુમ્લા નામનો એક મુલતાની સરદાર ફરૂકશિયરનો ખાસ માનીતો હતો. એની હુંફથી પાદશાહે પોતાની લુંટાયલી સત્તા પાછી મેળવવા તકાસ્યું. દરબારમાં મીર જુમ્લા અને સૈયદ ભાઇઓ એમ બે પક્ષ પડયા. વખત જતાં એ બે પક્ષો વચ્ચેની તડાતડી એટલી બધી વધી પડી કે છેવટે પાદશાહને એ બે પક્ષના આગેવાન મીરજુમ્લા અને હુસેન અલીને દરબારમાંથી દૂર ખસેડવાની જરૂર પડી. મીરજુમ્લાને બિહારની અને હુસેન અલીને દખ્ખણની સુબાગીરી પર પાદશાહે મોકલી આપ્યા. દખ્ખણ જતી વખતે સૈયદ હુસેને પાદશાહને ખખડાવી જણાવી દીધું કે "મારી ગેરહાજરીમાં જો મીરજુમ્લાને રાજધાનીમાં બોલાવવામાં આવશે, અગર તો મારા ભાઇ અબદુલ્લાને કોઇ પણ રીતે હેરાન કરવામાં આવશે તો નક્કી માનજો કે હું ત્રણ અઠવાડિયામાં દખ્ખણથી લશ્કર સાથે દીલ્લી આવી ઉભો રહીશ."

સૈયદની આ ધમકી ઉપરથી જણાશે કે બાદશાહી સત્તા કેટલી નબળી પડી ગઇ હતી અને મોગલ બાદશાહનો કેવી દીન દશા થઇ

હતી. અને ખરેજ ! ફરૂકશિયરે રજપુતો સાથે મળીને, તેમજ મરાઠાઓને સૈયદો સામે ઉશ્કેરીને સ્વતંત્રતા માટે પ્રયત્ન કરવા માંડતાંજ, અબદુલ્લાનો તેડાવ્યો સૈયદ હુસેન મોટા લશ્કર સાથે દિલ્હીમાં દાખલ થયો, ને પોતે આપેલી ધમકી ખરી પાડી. ફરૂકશિયરને પકડી એણે કેદમાં પૂર્યો. ત્યાં પ્રથમ તો તેની આંખો ફોડાવી નાંખી, અને પછી થોડા દહાડા રહીને તેના ખાણામા ઝેર ભેળવીને તેને સ્વધામ પહોંચતો કર્યો.

ફરૂકશિયર પછી સૈયદોએ બહાદુરશાહના પૌત્ર રિફે-ઉદ-દરજાતને દિલ્હીના તખ્ત પર બેસાડયો. પણ સત્તા વિનાના લુખા પાદશાહી પદથી તે થોડા દહાડામાં જ કંટાળી ગયો. સૈયદોની સામે માથું ઉચકવાનું તેનું ગજું નહોતું. તેથી તેણે રાજી ખુશીથી પાદશાહ પદનો ત્યાગ કર્યો. એટલે સૈયદોએ તેના મોટા ભાઇ રફિદૌલાને ગાદીએ બેસાડયો. પણ તે લાંબુ જીવવા પામ્યો નહિ. ગાદીનશીન થયાને ત્રીજે મહિને જ તે મરડાનાં રોગથી મરણ પામ્યો. એટલે સૈયદોએ જહાંદારશાહના પૌત્ર રોશન આકતરને કેદખાનામાંથી કાઢી ગાદીએ બેસાડયો. આ નવીન પાદશાહે મહમદશાહ નામ ધારણ કર્યું.

આવી રીતે સત્તાલોભી સૈયદભાઇઓએ એક પછી એક પોતાને મરજી ફાવતા રાજાઓને ગાદીએ બેસાડેલા હોવાથી, ઇતિહાસમાં તેમનાં નામ 'રાજાગાદીએ લાવનાર' તરીકે નોંધાયાં છે.

આ સૈયદોના અમલમાં રજપુત, જાટ તથા મરાઠાઓની સત્તા ખૂબ વધવા પામી. બીજા મુસલમાની હરિફોની સામે પોતાની સત્તા ટકાવી રાખવાના હેતુથી રજપુતો અને મરાઠાઓને તેમણે એવા એવા હક્કો આપ્યા કે જેથી પાદશાહી સત્તા છેક દોહળી અને સંકુચિત થઇ ગઇ. મોગલોની માનીતી રાજધાની આગ્રા ભરતપુરનો જાટ રાજા પચાવી પડયો !

---

## *( ૯૬ ) ડાકટર હૅમિલ્ટન

ફરૂકશિયર બાદશાહ ગાદીએ બેઠા પછી તે એક ભયંકર રોગનો ભોગ થઇ પડયો. દેશી વૈદ્ય હકીમોની બહુ બહુ દવાઓ કરી પણ રોગ કેમે કર્યો ખસ્યો નહિ. બાદશાહની જીંદગી માટે નિરાશા ફેલાવા માંડી હતી, તેવામાં બંગાળાની અંગ્રેજ વેપારી કંપની તરફથી એક એલચીમંડળ કેટલીક વ્યાપારી સવલતો મેળવવા માટે બાદશાહને અરજી ગુજારવા દિલ્હી આવી પહોંચ્યું. એ એલચી મંડળમાં હૅમિલ્ટન નામનો એક ડાકટર હતો. દેશી વૈદ, હકીમોએ હાથ ખંખેરતાં તેણે પોતાની દવા અજમાવી જોવા માગણી કરી. તે સ્વીકારાઇ, અને પ્રભુ કૃપાથી તેમાં એને યશ પણ મળ્યો.

પોતાને મૃત્યુમુખમાંથી છોડાવનાર હૅમિલ્ટન પર બાદશાહ ફરૂકશિયર અત્યંત પ્રસન્ન થયો, અને તેને યોગ્ય ઇનામ માગવા ફરમાવ્યું. આ વખતે હૅમિલ્ટને ધાર્યું હોત તો કોઇ મોટી જાગીર કે નવાબી પોતાને માટે મેળવી શકત; પણ ધન્ય છે હૅમિલ્ટનને કે તેણે એવા અંગત સ્વાર્થને વહાલો કર્યો નહિ! તેણે તો પોતાનું એલચી મંડળ જે લાભો મેળવવા આવ્યું હતું તે લાભો—કલકત્તા પાસેનાં ૩૮ ગામો માલકી હકથી વેચાણ મળવા તથા અંગ્રેજ કંપનીના વેપાર માટે દાણ છુટ વગેરે હકોની જ માગણી કરી. ઉપકાર-વશ બાદશાહ તે માગણી પાછી ઠેલી શક્યો નહિ, અને અંગ્રેજ કંપનીને જે લાભો જોઇતા હતા તે મળ્યા. એ રીતે ડાકટર હૅમિલ્ટનનો સ્વાર્થ ત્યાગથી અંગ્રેજોને બંગાળામાં હકુમત તથા સ્વતંત્ર વેપારક્ષેત્ર મળ્યા તેમની ભાવિ સત્તાનાં બીજ રોપાયાં!

દેશના સમગ્ર હિત આગાળ અંગત સ્વાર્થ કેવો તુચ્છ લેખવો જોઇએ તે આ દૃષ્ટાંત પરથી સમજાશે. સ્વાતંત્ર્ય મેળવવા અને ભોગવવા ઇચ્છતી દરેક પ્રજાએ ડાકટર હૅમિલ્ટનનું આ દૃષ્ટાંત અવશ્ય ધ્યાનમાં રાખવું ઘટે છે.

# ( ૯૭ ) સૈયદોનું પતન

નવીન પાદશાહ મહમદશાહ રૂપવાન, બુદ્ધિવાન અને ગુણવાન હતો. એ પણ એની પહેલાંના પાદશાહોની માફક પોતાના હાથનું રમકડું થઇ રહે એટલા માટે સૈયદભાઇઓએ પાદશાહી મહેલને પોતાના વિશ્વાસુ માણસોથી ભરી કાઢયો. પરંતુ પાદશાહની રહેણી કરણી પરથી સૈયદોની દિવસે દિવસે ખાત્રી થવા લાગી કે મહમદશાહની પ્રકૃતિ સ્વાતંત્ર્યપ્રિય હોઇ, તે માત્ર પાદશાહના ખાલી ઇલ્કાબથી સંતોષ પકડી બેસી રહે તેમ નથી. તેથી પાદશાહની દરેક હીલચાલ પર બારીક તપાસ રાખવાની તેમણે ગોઠવણ કરી. આથી સ્વતંત્રતા માટેની મહમદશાહની ધારણા ઝટ પાર પડી શકી નહિ. તોપણ એને ઝાઝો વખત થોભવું પડયું નહિ. સૈયદોનો જામલો વખત જતાં નરમ પડયો. એટલે મહમદશાહ સ્વતંત્ર થવાનો લાગ ખોળવા લાગ્યો.

માળવામાં આ વખતે ચિનકિલિચખાં નામનો રણકુશળ અને બાહોશ સરદાર સુબા તરીકે હતો. એની સાથે સામેલ થઇ મહમદશાહે સૈયદો વિરૂદ્ધ ખટપટ કરવા માંડી. સૈયદોથી આ વાત અજાણી ન રહી. તેથી તેમણે પણ રજપુત રાજાઓને સજ્જ કરી પોતાના પક્ષમાં લીધા. એ રીતે પોતાનું બળ વધાર્યા પછી સૈયદોએ ચિનકિલિચખાંને માળવામાંથી ખસેડી ત્યાંના કરતાં ઉતરતા દરજ્જાની જગા પર તેની નીમણુંક કરી. ચિનકિલિચખાં તે વાતને સંમત થયો નહિ. તેથી સૈયદોએ તેને રાજધાનીમાં હાજર થવાને પાદશાહના દસ્તખતવાળું ફરમાન મોકલી આપ્યું. પણ પાદશાહે તેને લશ્કર સહિત રાજધાનીમાં આવવા ગુપ્ત રીતે કહેવડાવ્યું. તે મુજબ ચિનકિલિચખાંએ ખુલ્લો બળવો જાહેર કરી જંગી ફોજ સાથે રાજધાની તરફ કુચ કરી.

ચિનકિલિચખાંના આવા અણધાર્યા વર્તનથી સૈયદો બહુ ગુંચવાયા. તેમના વિરૂદ્ધ કંઇ કંઇ કાવતરાં રચાવા લાગ્યાં. શું કરવું

તેની તેમને સમજ પડી નહિ. આખરે અબ્દુલ્લાખાં આગ્રાનો ત્યાગ કરીને દિલ્હીમાં જઇ રહ્યો, અને સૈયદ હુસેન બાદશાહને લઇ ચિનકિલિચખાં સામે લઢવા નીકળ્યો. પરંતુ રસ્તામાં લાગ મળતાં જ મહમદશાહે તેનો મારાઓ પાસે ઘાટ ઘડાવી નાંખ્યો. એના માણુસોએ થોડી ધમાલ મચાવી ખરી, પણુ તેમની સંખ્યા ઓછી હોવાને લીધે, તેમજ મહમદશાહની કુશળતાને લીધે તેમનું કંઇ વળ્યું નહિ. મહમદશાહે હવે સઘળાં રાજ્યસૂત્રો પોતાના હાથમાં લીધાં, અને સૈયદ અબ્દુલ્લાખાંને વજીર પદ પરથી બરતરફ કરી મોહમદ આમીનખાં નામના શખ્સને તે પદ પર નીમ્યો.

આણી તરફ અબદુલ્લાખાંને આ વાતની ખબર પડતાં જ તેણે મહમદશાહને પદભ્રષ્ટ જાહેર કરી બહાદુરશાહના બીજા એક પૌત્ર મોહમદ ઇબ્રાહિમને તખ્ત પર બેસાડયો. તે પછી જાટ વગેરે હિંદુ રાજાઓની મદદ મેળવી અબ્દુલ્લાએ મહમદશાહના લશ્કરનો નાશ કરવાની તૈયારી કરી. મહમદશાહે પણુ રોહિલા વગેરે મુસલમાન સરદારોની મદદ મેળવી લઢવાની તૈયારી કરી. મથુરાં પાસે બંને પક્ષોનું ઘોર યુદ્ધ થયું. તેમાં બે દિવસની લઢાઇને અંતે મોહમદ ઇબ્રાહિમ અને અબ્દુલ્લાખાં હાર્યા અને કેદ પકડાયા. મોગલ સરદારોના અત્યંત આગ્રહને લીધે મહમદશાહે અબ્દુલ્લાખાંને મારી નાખવાની રજા આપી.

સત્તાલોભી સૈયદોની સત્તાનો એ રીતે અંત આવ્યો.

---

# *( ૯૮ ) નાદીરશાહની સ્વારી

અને

# દિલ્હીની દુર્દશા

સૈયદોથી છૂટા થયા પછી મહમદશાહ સ્વતંત્રપણે બાદશાહી સત્તા ભોગવવા લાગ્યો. સઘળાંને લાગ્યું કે મોગલ સામ્રાજ્યનું નષ્ટ થયેલું ગૌરવ પાછું સજીવન થશે. પરંતુ પડવા બેઠેલી મોગલાઇના નસીબમાં ફરીને ટટાર થવાનું સર્જીત નહોતું. અમીર ઉમરાવોના વિખવાદ શરૂ થયા, અસોફજા અને સાદતખાં જેવા સ્વાર્થપરાયણ ઉમરાવો સ્વતંત્ર થયા, અને મરાઠાઓએ જોર પર આવી મોગલાઇને અધમુવી કરવા માંડી. એવામાં એક બનાવ એવો બન્યો કે જેણે મોગલાઇને છેક જ વિનાશની અણી પર લાવી મેલી.

ઇરાનનો પ્રસિદ્ધ નાદીરશાહ જમદૂત જેવું પ્રચંડ સૈન્ય લઇ ભરતખંડ પર ચઢી આવ્યો. એની ઇચ્છા દિલ્હીની જગપ્રસિદ્ધ દોલત લુંટી લઇ જવાની હતી. કેટલાકનું એમ પણ કહેવું છે કે નિજામ-ઉલ-મુલ્ક ( અસોફજા ) અને સાદતખાંએ તેને હિંદુસ્થાન જીતવા બોલાવ્યો હતો. કારણ ગમે તે હોય પણ ઇ. સ. ૧૭૩૮-૩૯ માં તે એકાએક પંજાબમાં પેઠો, અને લાહોરને જમીનદોસ્ત કરી તે ધીરેધીરે દિલ્હી ભણી વધવા લાગ્યો. દિલ્હીથી થોડે દૂર આવેલા કર્નાલ ગામ પાસે મોગલ પાદશાહ મહમદશાહ તેની સામે થયો. ઇરાનીઓ અને મોગલોનું ઘોર યુદ્ધ થયું. પણ મહમદશાહ તેમાં હાર્યો, અને તેણે સંધિ કરવાનું કહેણ મોકલ્યું. કુસંપને લીધે મોગલ સત્તા છેક નિર્માલ્ય થયેલી હોવાથી હિંદુસ્થાનને યથેચ્છ લુંટવામાં પોતાને કંઇ જ અંતરાય નડશે નહિ એવી માન્યતાથી નાદીરશાહ હિંદુસ્થાનમાં પેઠો હતો. તેથી મહમદશાહને લડવા આવેલો જોઇ તેનું ચિત્ત ભાવિ શંકાથી વ્યાકુળ થયેલું જ હતું. તેવામાં મહમદ-

શાહનું સલાહનું કહેણુ આવ્યું. એટલે તે લડાઇનો ખર્ચ લઇ સંધિ કરવાને તૈયાર થયો. પરંતુ દગાખોર સાદતખાંએ તેને તેમ કરતો વાર્યો. આ સાદતખાં ઇરાનનો વતની હોઇ પહેલેથી જ નાદીરશાહ સાથે પ્રપંચમાં ગુંથાયો હતો, અને લઢાઇની શરૂઆતમાં જ જાણી જોઇને તે નાદીરશાહના હાથમાં કેદ પકડાઇ ગયો હતો. સાદતખાંની સલાહ મુજબ નાદીરશાહ એક માસ સુધી થોભ્યો. દરમ્યાન મહમદશાહની ધીરજ ખૂટી ગઇ, અને તે પોતાના મુખ્ય ઉમરાવો સાથે નાદીરશાહને શરણે ગયો. નાદીરશાહે તેને બાદશાહને ઘટતું માન આપ્યું, અને તેની નબળાઇને માટે ઠપકો આપી કહ્યું, "તૈમૂર વંશના સંબંધમાં મારે તકરાર નથી. હિંદનું તખ્ત ભલે તમારા હાથમાં રહે. પણ મારી ચઢાઇનો તમામ ખર્ચ તમારે વેઠવો પડશે. તેમજ મારા સઘળા સૈન્ય સહિત થોડાક દિવસ દિલ્હીમાં રહેવાની મારી ઇચ્છા પૂરી પાડવી જોઇશે."

પછી નાદીરશાહ મહમદશાહની સાથે ભારે ધામધુમથી દિલ્હીમાં પેઠો. લુંટના તરસ્યા ઇરાની સિપાઇઓ નાદીરશાહની કડક આજ્ઞાને લીધે જેમ તેમ કરી પોતાની લુંટવાની લાલચ રોકી રહ્યા. તેથી પહેલે દિવસે કંઇ જ ઉપદ્રવ થયો નહિ. પણ બીજે દિવસે એક ઇરાની સિપાઇએ કબુતરની ખરીદી સંબંધમાં તકરાર શરૂ કરી. એની ગેરવર્તણુંકથી દિલ્હીગરા એટલા ઉશ્કેરાઇ જવા પામ્યા કે તેમણે રાત્રે ઇરાનીઓ પર તૂટી પડી અનેક ઇરાનીઓને કાપી નાખ્યા. એવામાં કોઇએ ગપ ઉરાડી કે નાદીરશાહ મરી ગયો છે. એટલે તો પછી પૂછવુંજ શું? દિલ્હીગરાઓનો જુસ્સો ઓર વધવા પામ્યો અને ઠેરઠેર ઇરાનીઓની કતલ ઉડવા માંડી. નાદીરશાહને કાને આ સમાચાર પહોંચતાં તેણે પોતાના માણસોને ફરમાવ્યું કે "આજની રાત ગમે તેમ કરી છાવણીમાં પસાર કરો, લઢવું પડે તો માત્ર બચાવ પુરતું જ લઢજો." નાદીરશાહની ખાત્રી હતી કે સવારમાં એને

જોતાં જ દિલ્હીના લોકો આપોઆપ ટાઢા પડી જશે. તે મુજબ સવારના પહોરમાં તે ઘોડેસ્વાર થઇ ચાંદનીચોકમાં આવી ઉભો રહ્યો. પણ ક્રોધથી ગાંડા બનેલા દિલ્હીવાસીઓએ તેના તરફ નજર સરખી ન કરતાં તોફાન ચાલુ જ રાખ્યું. આથી નાદીરશાહ "રસનદૌલા" નામની મસ્જીદમાં જઇ તોફાનને દાબી દેવા સંબંધી મસલત કરવામાં ગુંથાયો. તેવામાં એક દિલ્હીગરાએ તેના પર ગોળી છોડી. એટલે પછી નાદીરશાહનો ક્રોધાગ્નિ ભભુકી ઉઠયો, અને પરિણામે ધનરત્નથી ભરપૂર અને સુંદર મહેલાતોથી શોભીતી દિલ્હીનગરી બળીને ખાખ થઇ ગઇ.

નાદીરશાહના હુકમથી એના ઇરાની યોદ્ધાઓ પિશાચની પેઠે દિલ્હી શહેરના મહોલ્લાઓમાં ફરી વળ્યા, ને એમની અડફટે ચઢતાં સ્ત્રી બાળક સુદ્ધાંને રેંસી નાખવા લાગ્યા. ઘરબાર લુંટી લઇને સળગાવી મૂકયાં. સવારથી માંડીને પાછલા પહોર સુધી નવ કલાક આ હત્યાકાંડ ચાલ્યો. નાદીરશાહ 'રસનદૌલા' મસ્જીદની અગાશીમાં બેઠો બેઠો એ ભયંકર હત્યાકાંડ નિરખતો હતો. એનો ચ્હેરો ક્રોધથી એવો તો વિક્રાળ બન્યો હતો કે એની પાસે જવાની કોઇની છાતી ચાલે નહિ. આખરે પ્રજાના હાહાકારથી પીગળી મહમદશાહ બીતો બીતો નાદીરશાહની પાસે આવ્યો અને નીચી મુંડીએ ને ધ્રુજતે શરીરે હાથ જોડી દિલ્હીવાસીઓના અપરાધની માફી ચાહી. એટલે થોડી વારે નાદીરશાહ શાંત પડયો, અને પોતાના માણસોને છાવણીમાં પાછા ફરવાનો હુકમ કર્યો. નાદીરશાહનો હુકમ થતાં જ વંટોળીઆની માફક સઘળું તોફાન શમી ગયું.

તે પછી નાદીરશાહ રાજમહેલમાં ગયો, અને શોકથી વિહ્વલ બનેલા મહમદશાહને આશ્વાસન આપ્યું, તથા તેની સાથે એક આસન પર બેસી કાફી પીધી, ને પોતાને હાથે મહમદશાહના માથે તાજ પહેરાવ્યો.

ત્યારબાદ અમીર ઉમરાવો તથા શ્રીમંત લોકો પાસેથી ખંડણી તથા નજરાણાં વસુલ કરી, તથા બાદશાહી ખજાનામાંનું સઘળું જર-ઝવેરાત અને પ્રસિદ્ધ કોહિનૂર ને મયૂરાસન લઇ તે ઇરાન પાછો ફર્યો. પંજાબ, સિંધ અને કાબુલના પ્રાંતો જતી વખતે એણે ઇરાની સામ્રાજ્યમાં જોડી દીધા.

---

# * (૯૯) દુરાનીશાહ અને મીરમનુ

મીરમન્નુ એ દિલ્હીના દુર્ભાગી બાદશાહ મહમદશાહના વજીર કમરૂદ્દીનનો પુત્ર થાય. એનું મૂળ નામ મોઇનુદ્દીન હોઇ શીખ લોકો તેને મીરમન્નુના ટુંકા નામથી ઓળખાવતા. ઇતિહાસમાં પણ તે એ જ નામથી ઓળખાય છે. શીખ લોકોના વધતા જતા જોરને દાબી દેવા માટે તેણે પંજાબમાં પુષ્કળ દમનનીતિ ચલાવી હતી.

નાદીરશાહ પછી કાબુલના દુરાનીશાહ અહમદશાહ અબદલીએ હિંદુસ્તાન પર પાંચ સ્વારીઓ કરી. તેમાંની પહેલી સ્વારીમાં અબદલીશાહને હાર પામી નાસી જવું પડયું હતું. મોગલોનો આ છેલ્લો જ વિજય હતો અને તે મીરમન્નુના પરાક્રમ અને હુશિયારીને જ આભારી હતો.

દુરાનીશાહની બીજી સ્વારી વખતે મીરમન્નુ પંજાબના હાકેમ પદ પર હતો. તેણે દુરાનીશાહને અટકાવવા માટે દિલ્હી દરબારમાં સહાયતા માટે માગણી કરી. પણ રંગરાગ પર ચઢેલા અહમદશાહના દરબારમાં તે કાને ધરાઇ નહિ. આથી મીરમન્નુએ થોડી ઝપાઝપી પછી દુરાનીશાહ સાથે સલાહ કરી અને પંજાબના ચાર ફળદ્રુપ જીલ્લાની ઉપજ દર વર્ષે ખંડણી રૂપે મોકલી આપવાનું કબૂલ કરી તેને પાછો કાઢયો. પણ વચન પ્રમાણે તેણે બીજે વર્ષે ખંડણી મોકલી આપી નહિ. તેથી મન્નુને સજા કરવા માટે દુરાનીશાહ ત્રીજી વાર હિંદ પર ચઢી આવ્યો. મોટી લઢાઇ થઇ તેમાં મીરમન્નુ હાર્યો અને તાબે થયો. એ વખતે દુરાનીશાહ સાથે મન્નુને થયેલી વાતચીત પરથી મન્નુની હોંશિયારી અને નીડરતાનો સારો ખ્યાલ આવે છે. મેળાપ થતાં જ દુરાનીશાહે પૂછયું:—

"કેમ, પહેલેથી જ તાબેદારી સ્વીકારવા કેમ ન આવ્યો ?"

મન્નુઃ–કેમકે તે વખતે હું બીજા માલીકને તાબે હતો.

દુરાનીઃ–ત્યારે તે માલીક અત્યારે તને મદદ કરવા કેમ ન આવ્યો ?

મન્નુઃ–કારણકે તે માનતા હતા કે તેમનો સેવક પોતીકું રક્ષણ કરી લેવાને પુરતો સમર્થ છે.

દુરાનીઃ–કદાચને હું તારા હાથમાં સપડાયો હોત તો તું શું કરત ?

મન્નુઃ–તો હું આપનું મસ્તક કાપી મારા માલીકની હજુરમાં દિલ્હી મોકલી આપત.

દુરાનીઃ–ઠીક, ત્યારે અત્યારે તો તું મારા હાથમાં સપડાયો છે; તો પછી મારી પાસેથી તું કેવા વર્તનની આશા રાખે છે ?

મન્નુઃ–આપ જો સોદાગર હશો તો મને વેચી દેશો, અન્યાયી હશો તો મારી નાખશો, અને જો બાદશાહ હશો તો માફી બક્ષશો.

મન્નુના આવા નીડર અને સ્પષ્ટ ઉત્તરો સાંભળી દુરાનીશાહ તો ચકિત જ થઈ ગયો. પોતાના જુવાન શત્રુની ખબરદારી અને પરાક્રમથી ખુશ થઈ અબદલીશાહે તેને જીવતદાન બક્ષ્યું એટલું જ નહિ, પણ "ફર્જન્દખાન બહાદુર રૂસ્તમે હિંદ" ના ઇલ્કાબ સાથે તેને જ પંજાબ પ્રાંતનો પોતાના વતી સુબો નીમતો ગયો.

ઝનુની અને જંગલી ગણાતા મુસલમાન જેવાઓ પણ શૂરવીરતાની કદર કરી જાણતા હતા તેનો આ એક દાખલો છે.

---

## ( ૧૦૦ ) મોગલાઇનો અંત

નાદીરશાહના ગયા પછી જગત પ્રસિદ્ધ મોગલ સામ્રાજ્ય તેનો છેલ્લો દમ ઘુંટવા લાગ્યું. એ પછી જો કે તે બાવીસ વર્ષ ચાલ્યું, તોપણ તે સામ્રાજ્યની કાયા નહિ, પણ છાયા માત્ર હતી.

મોગલાઇને ફરી ટટાર કરવાનો મહમદશાહે પ્રયત્ન તો ઘણો કર્યો, પણ અમીરોના કુસંપને લઇને તથા મરાઠાઓના દિનપ્રતિદિન વધતા જતા જોરને લીધે તેની ધારણા બર ન આવી. આખરે અનેક લીલીસુકી જોઇ મહમદશાહ ઇ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યો. શાહજહાનના પ્રસિદ્ધ મયુરાસન પર બેસનાર એ છેલ્લો જ મોગલ બાદશાહ હતો.

મહમદશાહ પછી તેનો પુત્ર અહમદશાહ બાદશાહ થયો. એના વખતમાં અમીરોના ઝઘડા ઘણા જ વધી ગયા. ગાઝીઉદ્દીન નામનો નિઝામપુત્ર સેનાપતિપદ પર હતો. તે વખત જતાં બહુ જોરાવર થઇ પડયો, ને પાદશાહ સાથે અણબનાવ થતાં તેને મારી નાખી એણે આઝીમુદ્દીન નામના એક રાજકુમારને આલમગીર નામ આપી ગાદીએ બેસાડયો.

આ આલમગીર બાદશાહ બહુ ભલો અને દયાળુ હતો. ગાદીએ બેસતાં જ એણે બંદીખાનામાં સડતા દશ રાજકુમારોને છોડી દીધા. એ પોતે પાદશાહ નામનો જ હતો; ખરી સત્તા તો ગાઝીના હાથમાં જ હતી. એથી કંટાળી જઇ એણે દુરાની સરદાર અહમદશાહ અબદલીનો આશ્રય શોધ્યો. આથી ક્રોધે ભરાઇ, ગાઝીઉદ્દીને તેને મારી નાખી બીજા એક રાજકુમારને 'શાહજહાન બીજો' નામ આપી ગાદીએ બેસાડયો.

પણ અબદલીએ આવી ગાઝીની સત્તા તોડી. ગાઝી નાસીને દક્ષિણમાં જતો રહ્યો. દુરાનીઓ પુષ્કળ લુંટફાટ અને કતલ કરી પાછા ફર્યા.

આ અરસામાં પેશ્વાની સરદારી તળે મરાઠાઓ બહુ બળવાન થયા હતા. તેમણે અબદલ્લીનો પંજાબ પ્રાંત જીતી લીધો, અને મોગલાઇનો અંત આણી હિંદુસ્તાનમાં મરાઠાઓની સાર્વભૌમ સત્તા સ્થાપવાનો વિચાર કર્યો. આથી અહમદશાહ અબદલ્લી ક્રોધે ભરાઇ જંગી ફોજ સાથે મરાઠાઓને સજા કરવા ચઢી આવ્યો. ઇ. સ. ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાં હિંદુ મુસલમાનોનું યુદ્ધ થયું. તેમાં મરાઠા સરદાર ભાઉની મૂર્ખાઇને લીધે મરાઠાઓની સજ્જડ હાર થઇ.

મરાઠાઓએ શાહજહાનને ઉઠાડી મૂકી જહાનબક્ત નામના એક રાજકુમારને ગાદીએ બેસાડયો હતો. પણ અબદલ્લીએ પાછા ફરતી વખતે જહાનબક્તને પદભ્રષ્ટ કરી આલમગીરના પુત્ર શાહઆલમને ગાદી લેવા બોલાવ્યો. પણ તે ન આવ્યાથી રોહિલા સરદાર નજીબઉદ્દૌલાને પાદશાહના વતી કારભાર કરવાનું સોંપી દુરાની સરદાર પોતાને દેશ ગયો.

શાહઆલમે ઇંગ્રેજોને બંગાળા, બિહાર અને ઓઢિયાના દીવાની અધિકારની સનંદ કરી આપી તેના બદલમાં તેમની કનેથી અલાહાબાદ અને કોરા જીલ્લા તથા ૨૬ લાખનું સાલિયાણું મેળવી તે અલાહાબાદમાં રહેવા લાગ્યો.

પાણીપતના યુદ્ધ પછી એક દાયકામાં મરાઠાઓ પાછા ટટાર થયા. તેમણે ફરીને ઉત્તર હિંદુસ્થાનમાં દાખલ થઇ પોતાની સત્તા સ્થાપન કરી, અને શાહઆલમને દિલ્હી બોલાવ્યો. સત્તાના લોભથી લલચાઇ તે અલાહાબાદનું શાંત રહેઠાણ છોડી દિલ્હી આવ્યો. પણ જે ઇચ્છાથી તે દિલ્હી આવ્યો હતો તે ઇચ્છા તેની પાર પડી નહિ.

ગુલામકાદર નામના એક દુષ્ટ સરદારે તેને સંપૂર્ણપણે પોતાના કાબુમાં લીધો. આ સરદારે ગુપ્ત ખજાનો કઢાવવા માટે પાદશાહ પર ઘોર અત્યાચાર ગુજાર્યા. પાદશાહના દેખતાં શાહજાદાઓને બાંધી નેતરના માર માર્યા, બાદશાહને સિંહાસન પરથી હસળી પાડી કેદમાં

પૂર્યો. તથા જનાનાની મર્યાદા લોપી રાજકુટુંબની સ્ત્રીઓ પર પણ અનેક પ્રકારના અત્યાચાર ગુજાર્યા. છતાં ગુલામકાદરની દ્રવ્ય તૃષ્ણા પાર પડી નહિ. એટલે છેવટે ક્રોધે ભરાઇ શાહઆલમની તેણે આંખો ફોડી નાખી. જગતને ધ્રુજાવનાર તૈમૂરના વંશની આ કંઇ જેવી તેવી દુર્દશા ન કહેવાય! શાહઆલમને કેદમાં પૂરી ગુલામકાદરે અહમદ-શાહના પુત્ર બેદરબક્તને ગાદીએ બેસાડયો હતો. તેમ તે પોતે પણ સિંહાસન પર બેસતો હતો!

આખરે મરાઠા સરદાર મહાદજી સિંધિયાએ ગુલામકાદરને મારી શાહઆલમને ફરી ગાદીએ બેસાડયો, અને તેના નામથી સિંધિયા કારભાર ચલાવવા લાગ્યો. તે પછી સિંધિયાને હરાવી ઇ. સ. ૧૮૦૩ માં ઇંગ્રેજ સેનાપતિ લૉર્ડ લેકે શાહઆલમને પોતાને કબજે લીધો, ને તેને વર્ષાસન બાંધી આપી દિલ્હીમાં ઇંગ્રેજી હકુમત સ્થાપી. શાહઆલમ ઇ. સ. ૧૮૦૬ માં મરણ પામતાં તેનો પાદશાહનો ઇલ્કાબ તથા સાલિયાણું તેના પુત્ર અકબરને મળ્યાં. અકબર પછી તેનો છોકરો બહાદુરશાહ માત્ર નામનો બાદશાહ થયો. ઇ. સ. ૧૮૫૭ માં ઇંગ્રેજો સામે થયેલા હિંદી લશ્કરના બળવામાં એ સામેલ થયાથી ઇંગ્રેજોએ તેને પકડી રંગુન મોકલી દીધો, જ્યાં તે થોડાં વર્ષ જીવીને મરણ પામ્યો. એના શાહજાદાઓને તો ઇંગ્રેજી સૈન્યે દિલ્હી ફરી જીત્યું તે વેળા જ મારી નાખવામાં આવ્યા હતા.

આ રીતે જગપ્રસિદ્ધ મોગલ સામ્રાજ્યનું, તથા હિંદુસ્તાનમાંના તૈમૂર વંશનું નામનિશાન નાબુદ થયું!



# ગૂજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો

## પુરાતત્ત્વ મંદિર ગ્રંથાવલી

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા-છીંટની પટ્ટી | ૨-૦-૦ |
| | ચામડાની પટ્ટી | ૨-૮-૦ |
| ૨ | પ્રાચીન સાહિત્ય-(શ્રી. રવિન્દ્રનાથ ટાગોરના પુસ્તકનો અનુવાદ) | સીલક નથી |
| ૩ | બુદ્ધલીલા સાર સંગ્રહ-લે૦ અ૦ ધર્માનંદ કોસમ્બી | ૨-૮-૦ |
| ૪ | આર્યોના તહેવારોનો ઇતિહાસ-લે૦ ઋગ્વેદી | ૩-૮-૦ |
| ૫ | પાલી પાઠાવલી-સં૦ મુનિ જીનવિજયજી | ૦-૧૪-૦ |
| ૬ | પ્રાકૃત કથા સંગ્રહ-સં૦ મુનિ જીનવિજયજી | ૦-૧૨-૦ |
| ૭ | ઉપનિષત્ પાઠાવલી-સં૦ શ્રી. દ. બા. કાલેલકર | ૦-૧૨-૦ |
| ૮ | અભિધમ્મત્થ સંગહો-સં૦ અ૦ ધર્માનંદ કોસમ્બી | ૨-૦-૦ |
| ૯ | અભિધાનપ્પદિપીકા-(પાલી ભાષાનો શબ્દકોષ) | ૫-૦-૦ |
| ૧૦ | કાવ્યપ્રકાશ-સં૦ શ્રી. રા. વિ. પાઠક | ૧-૮-૦ |
| ૧૧ | ધમ્મપદ-લે. શ્રી. ધર્માનંદ કોસમ્બી | ૧-૦-૦ |
| ૧૨ | સમ્મતિતર્ક પ્રકરણ ૧-લે. પં. સુખલાલજી અને પં. બેચરદાસ | ૧૦-૦-૦ |
| ૧૩ | પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ-લે. પં. બેચરદાસ જીવરાજ | (છપાય છે) |
| ૧૪ | જિન ચરિતમ્-સં૦ મુનિ જીનવિજયજી | ,, |
| ૧૫ | વૈદિક પાઠાવલી-સં૦ શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ | ,, |
| ૧૬ | બુદ્ધસંઘનો પરિચય-લે૦ અ૦ ધર્માનંદ કોસમ્બી | ,, |

## પાઠ્ય પુસ્તકમાળા:—

### કુમાર મંદિરો માટે

ક્રમાંક

| | | |
|---|---|---|
| ૪,૫ | ચાલણગાડી નાની-( બાળપોથી-સચિત્ર ) | ૦-૪-૦ |
| | ,, મોટી-( બીજી આવૃત્તિ ) | ૦-૩-૦ |
| ૧૧ | ચણીબોર-( બાળકવિતાઓનો સંગ્રહ ત્રીજી આવૃત્તિ ) ભાગ-૧ | ૦-૧-૩ |
| | ભાગ-૨ ૦-૨-૦ ભાગ-૩ ૦-૩-૦ ત્રણે ભાગ સાથે | ૦-૫-૦ |
| ૧૨ | રાયણ-( ચણીબોર શીખી આગળ વધેલાઓ માટે ) બીજી આવૃત્તિ બે છૂટા ભાગોમાં છપાય છે. | |
| ૧૫,૧૭ | વિદ્યાપીઠ વાચનમાળા- | |
| | પહેલી ચોપડી ( ત્રીજી આવૃત્તિ ) | ૦-૩-૦ |
| | બીજી ચોપડી ( સુધારેલી-બીજી આવૃત્તિ ) | ૦-૪-૦ |
| | ત્રીજી ચોપડી | ૦-૬-૬ |

### કુમાર અને વિનય મંદિરો માટે:—

| | | |
|---|---|---|
| ૧૬ | ઐતિહાસિક વાર્તામાળા—મોગલવંશ ( ત્રીજી આવૃત્તિ ) | ૦-૧૨-૦ |
| ૨૨ | સંક્ષિપ્ત કરણઘેલો ( છપાય છે. ) | |
| ૨૩ | પાઠ સંચય ભાગ ૧લો—સં૦ નરહરિ દ્વા. પારેખ | ૦-૧૩-૦ |

### વિનય મંદિરો માટે:—

| | | |
|---|---|---|
| ૧૮ | Poetical Selections for Vinita Examinnation | ૦-૮-૦ |
| ૧૪ | હિંદી તવારીખ ( ટુંકે અને પાકું સમજાવનારો ઇતિહાસ ) લે૦ શ્રી. નાનુભાઈ નં. મોદી | ૦-૧૦-૦ |

૨૫ બ્રિટીશ રાજ્યતંત્ર અને આપણી મહાસભા —
લે૦ શ્રી. ચુનીલાલ એ. ભટ્ટ ૦-૧૦-૦

પ્રાકૃતિક ભૂગોળ— લે૦ શ્રી. છોટાલાલ બા. પુરાણી (છપાય છે)

## વિનય મંદિરો અને મહાવિદ્યાલયો માટેઃ—

૧૦ મન્તખેબાતે ઉર્દુ—સં૦ મૌ૦ અબુ ઝફર નદવી ૦-૪-૦

૧૪ પૂર્વરંગ—( હિંદનો પ્રાચીન સમયનો ઇતિહાસ )
લે૦ શ્રી. દ. બા. કાલેલકર ૧-૦-૦

૨૭ વ્યાપારી ભૂગોળ—લે૦ શ્રી. ચંદુલાલ દલાલ. ૨-૮-૦

## મહાવિદ્યાલયો માટેઃ—

૩, ૬, ૧૩, ૨૬ સંપત્તિશાસ્ત્ર—ભાગ ૧ થી ૬.
(પ્રો૦ ભાટે કૃત મરાઠી પુસ્તકના
આધારે) ભાગ ૧ કિં. ૦-૩-૦,
ભાગ ૨ કિં. ૦-૮-૦ ભાગ
૩-૪ કિં. ૧-૪-૦, ભાગ ૫-૬
કિં. ૦-૫-૦. એકંદર ૨-૪-૦

૮ Poetical Selections for the Prathama
Examination ૦-૮-૦

૯ પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા—લે૦ શ્રી. રામનારાયણ
વિ. પાઠક ૨-૦-૦

૧૯ ગોવિંદ ગમન—સં. શ્રી. રામનારાયણ વિ. પાઠક ૦-૫-૬

૨૦ હિન્દી, રાષ્ટ્રીય ખર્ચ—લે૦ શ્રી. ખુશાલ તલકશી શાહ ૦-૮-૦

૨૧ Prose Selections for the Prathama
Examination ૧-૪-૦

આંકડા શાસ્ત્ર—લે૦ ચંદુલાલ ભગુભાઈ દલાલ (છપાય છે)

અધ્યાપકો માટેઃ—

૧ સ્વતંત્ર બાળશિક્ષણ—(ડૉ. મૉન્ટેસોરી વિષે
શ્રી. ગિરિજાશંકર બધેકાનું વ્યાખ્યાન) સીલક નથી

૨ બાળવાર્તાઓ પર વ્યાખ્યાનો—વ્યાખ્યાતા
શ્રી. ગિરિજાશંકર બધેકા તથા શ્રી.
દ. બા. કાલેલકર ૦–૩–૦

૭ गणितकी परिभाषा—કર્તા શ્રી. હરિહર પ્રા. ભટ્ટ ૦–૪–૦

કુમાર મંદિરો માટે અભ્યાસક્રમ ૦–૪–૦

વિનય મંદિરો માટે અભ્યાસક્રમ ૦–૪–૦

મહાવિદ્યાલયનું બોધપત્ર સં. ૧૯૮૧
(અભ્યાસક્રમ) ૦–૫–૬

ગૂજરાત વિદ્યાપીઠનું વિજ્ઞાપક (કેલેન્ડર) સં.
૧૯૮૦–૮૧ (છપાય છે)

ગૂજરાતી તથા હિંદી સારાં પુસ્તકોની એક યાદી વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલી છે. કિંમત અનુક્રમે ૦–૧–૦ અને ૦–૦–૬

વેપારીઓ તથા શિક્ષણ વિષયક સંસ્થાઓને તેમજ સામટાં પુસ્તકો ખરીદ કરનારને નિયમ મુજબ યોગ્ય વળતર કાપી આપવામાં આવે છે.

પુસ્તકો વેચનાર મુખ્ય આડતીઆઃ—

**શા. બાળગોવિંદ કુબેરદાસ**

ઠે. પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ પાસે, અમદાવાદ.